સુધારા અને ઘણા ફેરફાર સાથે.

શ્રી

# ત્રિભુવન તરંગ.

દોહરા.

તરંગ ત્રિભુવન તણી, કિંમત કદી નવ થાય;
પણ તે આના પાંચમાં, પબ્લીક જો વેચાય.


રચી છપાવી પ્રસિદ્ધ કરનાર.

કવિ ત્રિભુવનદાસ નારણજી.

રહેવાસી રાયપુર દરવાજે ભડની પોળ—અમદાવાદ.





આવૃત્તી ચોથી. પ્રત ૨૦૦૦

સંવત ૧૯૭૫. સને ૧૯૧૮.

આ પુસ્તક પઠાણ નુરખાન અમીરખાને પોતાના
ધી અમરસિંહજી પ્રિન્ટિંગ પ્રેસમાં છાપ્યું—અમદાવાદ.

મુલ્ય પાંચ આના.

શ્રી.

# અર્પણ પત્રિકા.

શ્રીયુત મહાશય.

નાગરદાસભાઈ રણછોડદાસ.

ફલીકો મીલના સ્પીનીંગ માસ્તર સા૦

અમદાવાદ.

## દોહરા.

કલ્પ વૃક્ષ સમ ગુણમાં, દેતા સરસ સુવાસ,
દશા શ્રીમાળી જ્ઞાતમાં, નરવર નાગરદાસ. ૧
સજ્જનતા સાદાઇમાં, ખલકે વરતા વાસ;
ગૌરવથી નિજ જ્ઞાનમાં, નરવર નાગરદાસ. ૨
નિર્મળ મનથી નાતના, સુભ ચિંતક છો આપ;
પારસ મણિનઃ ગુણથી, નરવર નાગરદાસ. ૩
દયા દીનની ખાણ છો, સુખ તણા છો છાજ;
પરોપકારી કામમાં, નરવર નાગરદાસ. ૪
સંતોષી સપૂર્ણ છો, વિકાર ઊર ન વાસ;
કોહિનૂર રૂડા કુળના, નરવર નાગરદાસ. ૫
નીતિ પર પ્રીતિ ઘણી, સત્ય તણા છો દાસ.
વિનયવંત આ અવનીમાં, નરવર નાગરદાસ. ૬
કીર્તિ કાને સાંભળી, હૈયે વધ્યો હુલાસ;
જે સબબે આ ગ્રંથને, અરપ્યો નાગરદાસ. ૭
સ્વીકારી આ ગ્રંથને ઉપકૃત્ય કરશો આપ;
સદ્‌ભાગી સમજી શકું, નરવર નાગરદાસ. ૮

લી. સેવક.
ત્રિભુવનદાસ નરાણજીના
સવિનય પ્રણામ.

શ્રી.

# ત્રિભુવન તરંગ.

લેખક—કાવ ત્રિભુવનદાસ નારણજી.

## પ્રભુ સ્તુતિ.

રાગ—" આંખ વિનાનું અંધારૂં રે "

કંઇક કરૂણા ઉર લાવો રે, દયાના નિધિ;
કંઇક કરૂણા ઉર લાવો,
જગત વિષે હું જન્મ ધરીને ઠામ ન બેઠો કયાંય ઠરીને,
થાકયો છું હું હવે ભવ ફેરા ફરિને ફરિને રે. દયાના૦
આધિ, વ્યાધિ, થાય ન અળગી ઉપાધિ પણ સાથે વળગી;
એવી ત્રિવિધિ મારા સિરપર સળગી, સળગી રે. દયાના૦
સાર અસાર સર્વે જગ લાગે, ત્રિભુવન સુખ એવું માગે;
જન્મ મરણ મમ ભાંગો ભંગોરે. દયાના૦

## શારદા સ્તુતિ.

ગઝલ.

અરે ઓ ! ! ! શારદા માતા, તમારા ગુણને ગાતા;
થયા ધોદા અમે ખાતા. અરે ઓ ! ! !
તમારા સેવકો થાતા, રીસાયાં લક્ષ્મી માતા;

સરવને સુખના દાતા, અરે ઓ ! ! !
અમોને એ કહે માતા નથી મમ ગુણ કાં ગાતાં ?
રહ્યાં છે તે થકી જાતાં. અરે ઓ ! ! !
કર્યો છે ખાર જો ખાલી, મમતને જીગરે જાલી;
ગયા તે ઘર થકી ચાલી. અરે ઓ ! ! !
ન ખાએ પેટમાં દાણા, પીટે છે છાતીએ પાણાં;
કર્યાં ત્યાં તેમણે થાણાં. અરે ઓ ! ! !
ઘણાં કંજુસના કાકા. કરે ખાવા છતાં ફાકા;
વસ્યા છે ત્યાં જુવો જાતાં. અરે ઓ ! ! !
નથી જ્યાં કોઇને મળતુ, નથી જ્યાં કોઇ પણ રગતું;
નથી જ્યાં કોઇનું વળતું; અરે ઓ ! ! !
રીસાવી તે ગયા જેથી, રઝળતા જો અમે તેથી.
દુ:ખી સ્થિતી બની એથી અરે ઓ ! ! !
કવિ થઇ ભીખ માગે છે, તને શું ઠીક લાગે છે;
ઘરે તો ઘંટ વાગે છે; અરે ઓ ! ! !
રઝળતા વાટને ઘાટે, દેખું છું ધનને માટે;
શરમને જો તજી વાટે અરે ઓ ! ! !
તજી જો લાજની પરવા, ફરે છે ધન જો મગાવા;
વખાણો નિચના કરવા, અરે ઓ ! ! !
કવિની ટેકને રાખી, નિભાવો જીંદગી આખી;
અમોને ના કરો ખાખી. અરે ઓ ! ! !
અમે તો ટેકના એવા, ન તજીએ આપની સેવા;
સદા દયો લાભ તે લેવા અરે ઓ ! ! !

# કાં !!! નોકરીની મઝા કેવી?

### ગઝલ.

ધણી છે ભીખથી ભુંડી, જુવોને નોકરી હુંડી,
પીડા મેં જોઇ છે. ઉંડી. સળગી નોકરી ભાઇ ૧

અરેરે હાજરી ભરવી, તે સારૂ નોકરી કરવી,
કરીને જીંદગી વરવી. સળગી ૨
ઘણાં છે ટુંકડાં પેટા, કેહેવા તેહનો શેડો.
દીએ તે દુઃખડાં વેઠો સળગી. ૩
વખતસર રોટલા ખાવા, ઘરેજો દે નહીં જાવા,
કુશાલા વેડવા આવા. સળગી. ૪
ફક્ત આ પેટને ભરવા, જવું જો નોકરી કરવા;
અજાણ્યા દેશમાં ફરવા. સળગી ૫
ઘણી જે પ્રાણથી પ્યારી, અરેરે આપણી નારી;
જવી તે કયાંય વિસારી. સળગી. ૬
ટપકતે અશ્રુએ મેલી, તજવી પ્રેમની હેલી.
ખુદા એનો કરી બેલી સળગી. ૭
સગાના સાથને છોડી, જવું પર દેશમા દોડી;
કહો આ ! ! ! આપદા થોડી. સળગી. ૮
રગડે તેમ રગડાવું, તગડે તેમ તગડાવું;
અથડાવે તેમ અથડાવું સળગી. ૯
કરે જો રદ તો થાવું, લઇ ડોલ પાણીને નાહવું,
ઓઢી ચોફાળ ઘર જાવું. સળગી. ૧૦
તોડીને ટાટીયા મરીએ, ભૂખ્યા તરસ્યા ઘણા ફરીએ;
કદર તે થાય નાં જરીએ. સળગી. ૧૧
બીમારી થાય તે ટાણે, દયા કોણ દિલમાં આણે;

પડયો બેલ પુછસે જાણે. સળગી. ૧૨
એકલે ગાડીએ ધાલી, ટીકીટ એક રોકડી આલી;
મારગમાં તો પ્રભુ વાંલી. સળગી. ૧૩
સદાએ હાજરી દેતાં, મુખેથી હાજી હા. કેતાં;
નથી જો માન ત્યાં રે'તાં. સળગી. ૧૪
નિરાંતે ઉંઘતો લેત્રી, અરેરે હોય છે કેત્રી;
શનિ જો પાંતના જેવી. સળગી. ૧૫
મળેનાં નાવું ને ધોવું મળેનાં લોકને જોવું;
અરે ક્યાં રોદડાંક રોવું. સળગી. ૧૬
પગારો આપતાં થોડા, કરવા નોકરી મોડા;
વળી તે આપનાં મોહોડા. સળગી. ૧૭
જરૂરી કામને માટે, રજાનો માગતાં ધાટે;
સડે છે વાવની ડાઢે. સળગી. ૧૮
નજર જો નાં પડે નાંખી, ખરેખર જીંદગી આખી;
બનોને છેવટે ખાખી, સળગી. ૧૯
મવાલી હોય છે મોટા, પ્રજાપતં વાહનો જોટા;
ભરીને આપવા લોટા. સળગી. ૨૦
દીએ છે કૈક તો ગાળો, ડસે જો તેહનો કાળો;
પેહેલો એ રાશ્કા વાળો. સળગી. ૨૧
ચડાવે મુખડાં એવાં, ફુટેલાં તુબડાં જેવાં,
પડે છે દેખવાં તેવાં. સળગી. ૨૨
વિના જો આપણી ચુકે, ઘણા તો ગાળીઓ ફુકે.
જાણે જો વાંદરા કુદે. સળગી. ૨૩

સીકલ જો દેખીને એવી, પડે છે ફાળ તો કેવી;
ખરેખર હાડમા જેવી. સળગી. ૨૪
સદાએ પેટમાં ભડકો, ધરીને વેઠવો તડકો,
કરો આ નોકરી ભડકો. સળગી. ૨૫
ઘણા તો આપતાં ગાળો, કહેછે ચાલતાં સાળો;
કરે છે માનખ્યો કાળો. સળગી. ૨૬
હુંકારા ઢેડીઆ જેવા, કરે છે કૈકતો એવા;
ખરેખર લાયની જેવા. સળગી. ૨૭
મળેનાં નરનાં સુખો, પડે છે વેઠવી ભુખો;
એવાં છે નોકરી દુઃખો. સળગી. ૨૮
શેઠાણી ચોબીને છેડે કહે છે છોકરાં તેડો;
મુકેનાં એ વિના કેડો. સળગી. ૨૯
અકારાં કામને ચિંતે, વળી કરતાં છતાં નિંદે;
જેવાં કે છાતડી વિંધે. સળગી. ૩૦
ઘડીજો બેસવા જાતાં, દેખે છે દુઃખના દાતા;
કરે છે નયણને રાતાં. સળગી. ૩૧
ત્રિભુવન સિખ છે એવી, ધરે તો ઉરમાં લેવી;
પછી ઇચ્છા કહું જેવી. સળગી. ૩૨

---

**દોહરો**

માલ વગરના માનવી, અક્કલ હિણુ જે હોય;
સહન કરીને દુઃખડા, દે જન્મારો ખોય.

# કાં ! ? ? વાણીયાઓ તમારે હજી અમારૂં દુખ સાંભળવું છે કે ?. સાંભળો.

### " રાગ " જમાનો તો બદલાયોરે "

વાણીડા કંઇક વિચારોરે, જ્ઞાતી તો હું છોજ તમારોરે.
વાણીડા કંઇક વિચારોરે. ॥ટેક॥
બૈરી વિનાનો છે બહુ બળાપો જેને માટે જુઓ લેખ;
છેવટ સુધી જો નહી મળે તો, પડશે લેવો જો જો ભેખ,
વિના નથી, (૨) અમારો આરોરે, વાણીડા.
સુતડાળીશ તો વરસો વિત્યાં, નિત્યે જપતાં નાર,
વાંઢાના વલખાં મેં છેવટે છપાવ્યાં, તોએ ન આવ્યો પાર;
હજુ જુવો, (૨) આજ અમારો, વાણીડા.
ચાર, ચાર જેની આવૃતિ થૈગે, નકલ બાવીશ હજાર,
ચટણીની પેઠે ગઇ છે તે ચાલી, છતાં નિકળ્યો નહી સાર;
નથી શું, (૨) કોઇ વાંચનારોરે, વાણીડા.
પરણી નારીની તો આશા મેં મુકી; બીજો કરીને વીચાર,
વિધવા નારી થકી ઘરને વસાવા, તોએ ઉતર્યો નહિ પાર;
જુવોને, (૨) સંસ્કાર મારોરે, વાણીડા.
પુનર લગનમાં પહેલું માગે છે, નષ્ટ નારીને માટ,
કેવી રીતેરે આ લગન જ કરવા ? કોઇક ઉતારોને ઘાટ;
સમજીને [૨] ચિત્તથી સારોરે, વાણીડા.
નાંણા નાંણાને નાંણાજ માગે, કરવું હમારે કેમ ?
સુધારાવાળાએ દીધી છે છોડી, વાંઢા ઉપરથી રેમ;
કરીને, [૨] પડલાનો ધારોરે, વાણીડા.

આખા મુલના અંધવાડ જેવી, આશ્રમમાં આવે નાગ,
તેવી શાણી સતિ કરતી નથી જે, કોઇક મારો એ સ્વીકાર;
ભુંડણુ જેવી (૨) દુઃખનો ભારોરે, વાણીડા.
પ્રથમ તો ઘર ઘરનાનું પુછેછે, પછી પુછેછે વેહેપાર,
ત્યાર પછી કેછે વેહેપાર નહી તો, માસિક શું છે પગાર;
વિધુર વાહાલા, (૨) કોહોને તમારોરે, વાણીડા.
પોતા પાસે તો પેહેરેલા વસ્ત્રો, વિના ન હાથ કે વાર,
નંગમાં તો અંગ વિનાનું કાંઇ, હોય ન રાખ રતી ભાર;
છતાં કરે, (૨) કેવો લખારોરે, વાણીડા.
આથી અધિક દુઃખ કેવુંરે ગણવું, કેવા કરમના ભોગ,
વિધવા વેશ્યાની સરખી ગણાતીનો નથી બનતો સંજોગ;
પ્રયાસમાં (૨) પુરણ હાર્યોરે, વાણીડા.
કયો હમારે મારગ લેવો, કયો કરવોરે ઉપાય ?
બધી બાજુથી રેહે છે બળાપો, વર્ણન જેનું ન થાય;
સુણો મારા, (૧) ઉત્તમ યારોરે, વાણીડા.
શારડી જેવા બારડી મારે, પડયા છાતી માંહે શાર,
વેદની પેઠે કોઇક રૂઝાવો, વાણીડા મારો આ માર;
હવે થયો, (૨) મન મુજારોરે, વાણીડા.
પેસા આપીને પેટ ભરે તો, ઘરડાનો નાં ગણે બાધ,
રૂડા રૂપાળા પેસા ન આપે, તેને ન આપે દાદ;
આતે કેવો, (૨) કેર છે કાળોરે, વાણીડા.
અંતરમાં તો નિરંતર મારે, નથી બીજા ઉદ્દગાર,
આશા અમારીને અમ્મર કરવા, બંધુ પડો કોઇ બહાર;
જોઇ માગે (૨) દીલ દુઃખારોરે, વાણીડા.

દામ દેનારાને દીકરી આપી, ભરવા મુકોને ભંડાર,
ભંડાર ભરવાના નામમાં મુકો, સવળે મુખેથી અંગાર
તમારો તે, (૨) ધર્મ સંભારોરે, વાણીડા.

બહાર જતાં હું બંધ કરૂં છું. ઘર અને ખડકીનાં દ્વાર,
તાળુ લગાવીને કુંચીઓ મારી, રાખું છું હારોહાર;
વિપતડી આ, [૨] કોઇક વિચારોરે વાણીડા.

પ્રેમી પરોણા ઘેર પધારે હૈયા મારાના હાર,
રાંધીને દેતાં હું લાજી મરૂં છું દયા કરો કો લગાર;
દેખો મારા, (૨) દુઃખના ભારોરે, વાણીડા.

સાચી જુઠી મારી તમે તપાસો શાણા, જ્ઞાતી તકરાર,
તે પછી છેવટ નિર્ણય આપો, વિનવું વારંવાર;
તમારા, (૨)તનમાં ધારોરે, વાણીડા.

કુમારકાનો કાળજ હોએ, જુઓ સજ્જન સંસાર,
વિધુરા વનિતાનો છેવટે બનાવો, ભાઇ મને ભરથાર
જેથી છઉં, (૨) હું રાજી રહેનારોરે: વાણીડા.

અન્ય જાતી હવે અમથી ન જોઇએ, કારણ દુઃખનું દ્વાર
અધવચ ગાડું મુકો ઉંલાળી, પાધરા કે પોબાર;
જાણે વિનતી, (૨) કીરતાર મારારે વાણીડા,

ટળવળતારે ત્રિભુવન મુખે, પ્યારા સુણીને પોકાર,
ઇચ્છા અમારીનો અંતજ લાવો, ન્યાય કરી નરનાર;
જેમાં થશે (૨) જય તમારોરે, વાણીડા.

---

# જોશીરાજ ? જોશ જોઇ કંઇ લીલું કરશો કે ?

## હોરી

એ ! જોસીડા ! જોસ જુવોને મળશે ક્યારેરે મને નાર,
એસી અને નેવું વરસના પરણે, મા'રો હજુ ન આવ્યો પારરે?
એ જોસીડા, ॥ટેકા
પુર્વજ આતે કોઇ કોપ્યો છે કે, ગ્રહ કરે છે કંઇ ખાર,
દેવી અને કોઇ દેવ નડે છે, કે કોપ્યોકિરતારરે, જોસીડા.
લખી, લખીને, હું ન્યાતીને થાકયો, પુસ્તકમાં વારંવાર;
દાદ હજુ નથી કોઇએ જ દીધી, પ્યારા કરૂં ક્યાં પોકારરે, જોસીડા,
રોકડના ઘેરે દોકડ વાગે, નથી આધાર નથી દ્વાર;
શેઠા સુધી ગણી વેઢાને કહેજો પ્રશ્ન સારૂંરે શ્રીકાર;
ખરેખરૂંરે તમે કહી દેજો મુજને, મળશે મુવા પહેલા નારરે, જોસીડા.
લગ્ન થયેથી આપીશ તમને, શીખ કરીને સત્કાર;
અત્યારે તો એક પઇ ન આપું, માથું બોડાવાને બાલરે, જોસીડા.
કઇરે નારીના નસીબમાં હું છું, ભાઇ કહોને ભરથાર;
કે'છે ત્રિભુવન મારા નસીબમાં, કઇરે રૂડી છે જોનારરે, જોસીડા.

## સતયુગને આમંત્રણ.

### ગઝલ.

અરે સત યુગ હવે આવો, વધ્યો બહુ પાપનો પાયો;
પધારી એજ અટકાવો. અરે૦
વધ્યા છે લાંચ લેનારા, વધ્યાં ધન હરનારા;
કુકરમો ઘોર કરનારા. અરે૦

વર્ષ્યા છે ઘાતકી એવા, વરણુવ્યા જાયનાં તેવા;
ખરેખર દંભના જેવા. અરે૦
વધી મસ્તાનીઓ જાણી, મરૂં છું જોઇને લાજી;
ઘણી પાણી થશી પાજી. અરે૦
જુઠાણું બહુ ગયું જામી, નથી હું દેખતો ખામી:
ગમો તોબાં પુરો પામી. અરે૦
ઠગો આડે ધડેચાલે, ન તેનો હાથ કો ઝાલે;
એવો એ જોસથી માલે. અરે૦
ગયા છે થરથરી ધરમી, ફુલ્યા છે કુરજો કરમી;
કેવી આ વાત એ શરમી. અરે૦
દીવા છે ધર્મને ફુંકી, અધરમી મનથી એંકી;
ભજના પર પાયને મેકી. અરે૦
ફરે છે દંભમાં લુચ્ચા, અકલના હોય છે કુચા;
સ્વદેહે જાય તે ઉંચા. અરે૦
ધરમને રાખવા નીતિ, પધારો (સતયુગ)ઉર ધરી પ્રીતિ;
ત્રિભુવન જોઇ કહે વીતિ.. અરે૦

---

## સંવત ૧૯૭૪ નું ચોમાસું

### એકત્રીસા સવૈયા.

ખોટે ખોટાં ચડયાં વાદળાં, પરવત જેવાં આકાસે;
ઘોર કર્યું અંધારૂં એવું, હોય ન જોતાં મધ રાતે;
પડયો પડયો ઘન દિસે જોતાં; હમણાં એ તુટી પડશે;

જથી ભાતથી મુશળ ધારે, જાણે ભુતળ ભીંજવશે.
આમ કર્યું આખું ચોમાસુ, છેવટમાં ધન ગયો નાશી;
જન અવરની તોડી આશા, પુરણ કીધાં ઉદાસી;
કાળ સમી મોંઘાઓ; ચાલે ઉમેરો તેમાં કીધો;
ભરણ પોષણમાં પેટ ભરીને, દગો પુરણ સાલે દીધો. ૫

## કોને માખણ જુવે છે!

### ગઝલ.

"માહું લગાડો તો મારા. સમ છે સલુણીરે;
જે લુખ્ખાને માખણ જોઇએ, જે દિવસ, જે ઘડીએરે;
તેણે અમને તુરત મળવું, બહુ ચોંપે ચોપડીરે. જે લુખ્ખા.
કુકર જેવા દેખાવે તે, રૂપ ગુણથી હોએરે;
વાઘ શમા વરણવશું તેને, ખોટે ખોટા તોએરે. જે લુખ્ખા.
હશે હીજડા જેવા જાતે, તાળી પાડે તેવારે;
મહા યુદ્ધા શુરવીર કહી દેશું, રણ દીપાવે એવારે. જે લુખ્ખા.
કોઇ લાંચીયા નીમક હરામી, હશે જુલમી જબરારે;
ઘણા દયાળુ નીતિ વાળા, સહુથી કહીશું બમણોરે. જે લુખ્ખા
તનય હશે જે મસ્તાનીના, સતિપુત તે કહીશું રે;
ઘણા કુશળ કહી રૂબરૂમાંને, સાબાસી પણ દઇશું રે જે લુખ્ખા.
અધારે કુકરમી ચંડાળોથી, ઘણું હશે જો નીચારે;
દેવ સમા કહેશે ત્રિભુવન, ઉંચામાં પણ ઉંચારે. જે લુખા.

## પ્રભુ પ્રાર્થના.

રાગ.

"દાસ પરે દયા લાવોરે, દયાળુ દેવા–દાસ૦

માફ કરો અપરાધોરે (૨) દયાળુ દેવા. માફ ટેક
પાપ પોરસથી કેક હું કરતો, પાય ન પાછો ઝરી પણ ભરતો;
તુજથી દિલ નવ જરી ડરતો ડરતોરે (૨) દયાળુ દેવા. માફ૦
તન, મનથી મેં કીધા જેવાં; વચન થકી પણ કીધાં તેવાં;
વરણુવ્યાં જાય ન એવાં–એવારે (૨) દયાળુ દેવા. માફ૦
હવે સમજમાં આવ્યું એવું ભોગવવું પડશે સહુ તેવું.
અજ્ઞાયન એવું એવુંરે (૨) દયાળુ દેવા. માફ૦
બહુ ભોગવતા નજરે ભાળ્યાં, લોક કહે ગયા નરકે ચાલ્યા;
નવયાં કોથી જાલ્યા જાલ્યાંરે (૨) દયાળુ દેવા. માફ૦
એ જોઇ મન મમને બિક લાગી પ્રભુ તેથી આ રાફ્રી માગી
માફ કરજો ત્રિભુવન રાગી રાગીરે (૨) દયાળુ દેવા. માફ૦

---

## જો જો હો, પુંકી દેશો.

ગઝલ.

અક્ષમા ખાજ્યો અને પીજો, ગમે તે મનને ચીજો
ખરચથી નાં તમે બીજો, મરી જો એકદિ જાવું.
ન દેશો પેટને બાળી, ગયું આ ઓ ગયુ ભાળી;
કરીને જીંદગી કાળી મરી જો૦

જવું છે હાથથી ખાલી, બીજાને જો પગે ચાલી,
નહીં ત્યાં પીરસે વાલા. મરી જો૦
ફરિને જન્મ નહિ આવે, સમજજો મનથી ભાવે;
ત્રિભુવન ટુંકમાં કાવે. મરી જો૦
નીતિને રાખજો સાથે, ખરચજો તે પછી હાથે;
ત્રિભુવન તે કહે સાથે. મરી જો૦
ખાવાનું જો ગયા ચુકી, ગઇ તો જીંદગી લુખી;
ઘડીમાં આપશે ફુંકી. મરી જો૦

---

## વિજળીથી અમદાવાદનો દેખાવ.

### રાગ પ્રભાતી.

જાગને જાદવા, કૃષ્ણ ગોવાળીયા— એ ઢબ.
આજ અમદાવાદમાં દીપોત્સવ દીસી રહી;
આકાશમાં પ્રકાશ દેતી, વીજળી વરસી સહી. આજ૦
હોટલને દુકાનમાં, વળી મંદીરોને મેડીએ,
જાહેર રસ્તા સાથ તે, શોભાવતી જો કેડીએ. આજ૦
સ્ટેશનો શોભે ઘણાં, ગુદામ પણ રળીયામણાં;
જળહળે ભાનુ સમા, દીવાન જાએ જો ગણ્યાઆજ૦
વીજળીના જોરથી, પંખે પવન બહુ વાય છે:
આ બને છે હોટલે, પાણી નળે ખેંચાય છે. આજ૦
સઘળે સ્થળે આ શેરમાં, બહુ જોરથી જળકી રહી.
પણ ઉપાશ્રય દેખતાં, ત્યાં પેસતી અટકી ગઇ. આજ૦

રજની ઘણી રળીયામણી, આ સેરમાં શોભે અતિ;
દેવ પુરી સમ ત્રિભુવન, કે કવનમાં છે કવિ આજ૦

## સતાની પાસે શઠપણું.

### પરભાતી.

સત્તાની પાસે શઠપણું, કશું એ નથી જો કામનું;
અભિમાનીઓ અભિમાન તજજો, ભજન કરીને રામનું. સત્તા.
ભીખુને। હાકેમ ધારે, તેમતે કવરાવશે;
હઠ થકી લોઢા તણા, ડાઢે ચણ્યા ચવરાવશે. સત્તા.
સામા થવાથી ફાવવા, હોય આશાંમનમાં ધારતા;
ફાવ્યાને બદલે તે ફસાશે, જાણજો જખ મારતા. સત્તા૦
સુલટુ ઉલટું એ કરે, ઉલટુ ઘણું સુલટું કરે;
હઠ પકડી જેમણે તે દેવથી પણ નાં ફરે. સત્તા
ત્રિભુવન ટટડી રહયો, તોબાં તોબાં પામીઓ;
કોઈએ નજરે ન્યાળીનાં, સાવ ખુલ્લી ખામીઓં. સત્તા.

## સતા સામે થવાનું ફળ.

### પરભાતી.

સતાની સામે સઠપણું કરવું નથી જરી કામનું;
શઠપણું કરવા થકી, તેડું થશે શ્રી રામનું. સત્તા૦
હાકેમ જે હુકમ કરે, તે માનથી બહુ માનજો;
હોય અધરો જો કદિ તો, દીન દયા ત્યાં માગજો. સત્તા૦

દીન પણું જો દાખવા તો, લાભ દયાનો આપશે;
કષ્ટ નષ્ટ જોઇ આંખે, જરૂર જરૂરજ કાપશે. સત્તા૦
કઇક જન હારી ગયા ને, કંક જન માર્યા ગયા;
ઉભા થયેલા આંખથી નજરે ન મારી જો થયા. સત્તા૦
સતાની મહતા છે ઘણી, જાએ ન સુખથી જો ગણી;
સતા તણો છે ભોકતા, ભુપ આપણો ઇશ સમ ધણી સત્તા૦

---

## કેવા મિત્ર મરો.

ગઝલ.

મરોને મિત્ર જો એવા, ગણેના શુધ્ધ જે સેવા,
હૃદયથી દઇતની જેવા. મરોને૦
ન જાણે સાચ ને જુઠા, અકલના જે બની ઉંઠા.
લજાને કુળના બુંઠા. મરોને૦
ઉપરથી ભકત બહુ કાવે, ભજનને કીર્તનો ગાવે;
હણે જે જાળમાં આવે. મરોને૦
રમે છે ભેદને ભાવે, કપટના જો બહુ હાવે;
હણી દે લાગ જે આવે. મરોને૦
આફતમાં જાણીને ઓરે, ઓરીને એ ખસે કોરે;
વગાડે ઢોલકી ચોરે. મરોને૦
ખાવાને હર ઘડી આવે, ન તેડે કોઇ દિ દ્વારે;
સપરમે વાર, તેહવારે મરોને૦
સદારે ખાઇને રાજી, લુખીનાં મુકતાં ભાજી;
જગતમાં પાજીના પાજી મરોને૦

અરે સીવલાલને પુછો, મળ્યો કેવો કહો લુચો;
ગયો જે છેવટે ઉંચો; મરોને૦

## એક રંડા અનેકના કાળજ્યા હોમતી મારૂં કાળજ્યું હોમવા આવી.

એક કઠણાઇ તો જુવો ? રાગ.

### ત્રેતાલી ચોપાઈ.

ધન્ય ધન્ય મારા કીરતાર, મને લડવા આપી ક્યાંથી નાર; ૧
લડવા રોટલા તો બીજી નથી દીધી, અને લડવા પેદા ક્યાંથી કીધી. ૨
ઘણુ જુવાનીમાં ખેલ ખેલી, લાજ આબરૂં મોમારે મેલી; ૩
ઘણા ઠાકરડા ખાધારે ધુતી, અને સતિ અતિ થાય દુતિ; ૪
જોતાં દેખાવે છે કાળી ગાંઠ, જાણે ઘાણીની હોએજ લાઠ. ૫
રાંડ બાઘડના સમ બોલી, ફાંડી નાખે તેવી ચલવે લોલી; ૬
જેનું મઘર સરખું ઢીઢું, વળી મોને રાખે ઘણું મીઠું. ૭
કરે કજીયાને બીજે કરાવે, શોક તેનો બધે પ્રસરાવે; ૮
ગયા ભલા ભલા જન થાકી, એવાં મળ્યા મને ગામ કાકી; ૯
રાંડ કેડેથી તો વળી વાંકી, તોય કજીયામાં તો રહી પાકી. ૧૦
રાંડ સમજાતી નથી રેતી છાની, ઘરમાં તો ઉડે છે જો વાની; ૧૧
હવે મારે આનુંરે શું કરવું, ખાઇ ગોદરે ફાંસો અને મરવું ? ૧૨
આ વિનતી પ્રભુ કરે ધરજો, લુચીના દુઃખ મુકતજ કરજો. ૧૩
રાંડ રખડે દિવસને રજની,—લાંબી જીભ કરી સવા ગજની; ૧૪
દીધા સઘળા કતરાવીરે રાંડે, દેખે તેને ભુંડી ગાળો ભાંડે. ૧૫
નથી મરકી આ રાંડને થાતી, નથી સ્વદેહે વૈકુંઠ જાતી, ૧૬

જેને દેખી થાયે ઘણો શોક, તોબાં પામ્યો હશે દેવ લોક. ૧૭
તેથી રેહેવા દીધી લાગે અહી, જેથી મારસ પીછો લેવા થઇ. ૧૮
હવે મારે પ્રભુ કરવું કેમ ? તેનો રસ્તો બતાવો ધરી રેમ. ૧૯
આનું દુઃખ નથી જોયું જાતું, ત્રિભુવન વાસે તેની થાતું. ૨૦
લડે અને બીજાને લડાવે, હોય વાહલા ત્યાં વિષ વવરાવેઃ; ૨૧
સહુને તોબાં તોબા પોકરાવે, ત્યારે ખાવું ભાવેને ઊંઘ આવે. ૨૨
ખારી રાક્ષસણીનું સ્વરૂપ, દુઃખ દરિયા સમો દિસે કુપ; ૨૩
ત્રિભુવનકે નાથ બોલાવો, સદબુદ્ધિ દઇ સુખ અપાવો. ૨૪

---

## કેટલ્યા એક લોકો કહે છે કે. સત્તાની પાસે શાણપણું કામ આવતું નથી. આમ કહે છે પણ તે ખોટું છે કારણ ?

### રાગ પરભાતી.

( જાગને જાદવા કૃષ્ણ ગોવાળીયા, તુજ વિના ધેનુમાં કોણ )
જાશે ? એ ઢબ.

સત્તાની પાસે શાણપણું, છે કામનું બહુ ભાઇજો;
શુદ્ધ હાથે ન્યાય મંદિર, ન્યાય લેવા જાય તો. સત્તાની૦

દગો, કપટ વરજીતકરી, વરજીત કરીને ઇરષા.
ન્યાય બુદ્ધિ શુદ્ધ રાખ્યે, ન્યાયની નાં રહે તુષા સત્તાની૦

દગાઇ કરવા મનથી જો, ધારણા ઉર ના ધરે;
તો ન્યાય મુરતી ન્યાયની જો, વાલથી વૃષ્ટિ કરે. સત્તાની૦

ન્યાય મુરતીને કહું, નહિ કલેશથી કંટાળવી;
સત્ય, માનને વિનયએ, ત્રણ વાતને સંભાળવી. સત્તાની૦
અરજહારો ઉરમાં, આ, વાત લખીને રાખજો;
કે ત્રિભુવન તોજ તમને, લાભ મળશે પાધરો. સત્તાની૦

દોહરા.

હોય થવાનું જે સમે, તેજ થવાનું થાય;
વધે ન જવ, તલનાં ઘટે, કરો ક્રોડ ઉપાય ૧
હર્ષ શોક કરવો નાહ, બનનાં હાની લાભ;
કુદ્રતના એ ખેલનો, સૈહેરે છેજ બનાવ. ૨

---

## કોઇ ઠેકાણે કવિતામાં લખેલા મળે તો શું કરવું ? અને તેઓને કેવા કહેવા ?



ગજલ.

આવાને શું અરે કહેવા, અને શું બોધ ત્યાં દેવા.
ઉપાયો શું કહો લેવા ? આવાને૦
ખોટા જે આળને નાખે, સુરજને ચંદ્રની સાખે;
ન બાકી ત્રાસમાં રાખે. આવાને૦
ગુન્હા બિન કેકને પકડે, ગુન્હા બિન કૈકને રગડે;
સુખેથી ભાવતું ભરડે આવાને૦
કરે છે કોઇ તો ચોરી, બિજાને જાય તો દોરી;
તદન ખોટી કરી હોરી. આવાને૦

ગુન્હા બિન કેકને ઠોકે, ગુન્હા બિન કેદમાં રોકે;
રડાવી મુખથી પોકે, આવાને૦
ખરો ગુન્હો કરે છે જે, ન પીછો તે તણો તો લે;
બિજાને દુ:ખડાં બહુ દે. આવાને૦
દેડક પર કાગડા તુટે, અને જેમ માંસને ચુટે
સમાતે જે નરો છુટે. આવાને૦
કઢાવા જુલ્મથી નાણા, ગુન્હાનાં છે જુડા બાના
મળ્યે નાણાં રહે છાના. આવાને૦
હૃદયથી એટલું કેહેજો, ખબર આની પ્રભુ લેજો;
ઊંડી આશીશ એ દેજો. આવાને૦

---

# આંધળા બજારો કેવી રીતે લુંટે.

ગજલ.

બજારો આંધળા, લુંટે, ન કોઈકાં? ભાવ પણ પુછે!
ત્રિભુવન સીર એ કુટે. બજારો૦
બની ઠસ, પાંચની ટોળી, અનેક એ કારણો ખોળી.
મનીની વાળીને જોળી. બજારો૦
કરે છે વાતુઓ મોટી, અંદર તો સાવ હોય ખોટી,
મની લેવા જુવો ઝોંટી. બજારો૦
પરોપકાર કામ કરવાનાં, બતાવે છે બહુ બાનાં;
અંદર તો હોય નાં પાણા. બજારો૦

જગતના સુખને માટે, અમે તો નીકળ્યા વાટે,
બહુ દે બોધ એ ઘાટે. બજારો૦
લીએ છે એમ મની રતી, ઠગામાં સરવથા ખુતી;
ખાવાને જકતને ધુતી. બજારો૦
ઠગાથી દેશને ઘેરી, ચખાડે બી બહુ ઝેરી;
ન નાખો વાત જન વેરી. બજારો૦
કરે છે દંભ તે એવા, ખરેખર માહાત્મા જેવા;
ઠગી જન ખાય છે તેવા!. બજારો૦
નિરક્ષણ દ્રષ્ટિએ જો જો, વળી આંત્રિક ને ઠઇ બોજો;
પછી આવા પરે મોહજો. બજારો૦

---

# પેટ ઉપર પાટું મારનારાઓને માટે.

## ભુજંગી છંદ.

કરે જોઇ જાણી, તમારી કસુરો;
બુદ્ધિનો સદા જે, રહેલો અધુરો;
દઇ શિખ રૂડી, બને તો સુધારો;
પરંતુ નહિ પેટમાં પાટું મારો. ૧
કરે ભુલથી જો, કસુરો હજારો;
ગણી મુર્ખ તેને, તમે સૌ સુધારો:
વળી હાથથી જો, તીખી લાત મારો;
પરંતુ નહિ પેટમાં, પાટું મારો. ૨

વિના કારણે કો, કરી ખાર ખારો;
ગરીબો સતાવી, ન દ્યો દુઃખ ભારો;
કસુરે દયાથી દીનોને ઉગારો;
પરંતુ નહિ પેટમાં પાટું મારો. ૩
ગરીબો તણી હાય લેશો તમે તો;
પ્રભુ કોપશે તો, ખરે કો સમે જો;
થશે હાલ બે હાલ. જન્મ તમારો.
નહિ પાટું તે માટ, કો પેટ મારો. ૪



# અદેખાઇ અને ઇરિષાથી પેટ ઉપર પાટું માર-નારાઓને માટે બે બોલ.



ગઝલ.

અરે ઓ ઇષાવાળા, તમારા કાનની દ્વારા;
ગ્રહો બે બોલ આ મારા, ન મારો પેટ પર પાટું. ૧
મગજમાં ઇર્ષા લાવી, આંખોથી ક્રોધ વરસાવી;
દયાને ધર્મ પરવારી ન મારો. ૨
તમારી જાત ઝળકાવા, તમારો રોફ પ્રસરાવા;
તમારૂં ગૌર બતલાવા. ન મારો. ૩
નિસાસા વોરવા કાળા, કરમના બાંધવા ભારા
જવાને નર્કની દ્વારા. ન મારો. ૪
કમાતા અન્યને દેખી, ગ્રહોના ઝેર જો તેથી;

બળીને ખાખ થઇ એથી. ન મારો. ૫
પશુ સમ ભાર ઉચકતાં, દુઃખોના ડુંગરા ગાતાં;
ગરીબો હોય રળી ખાતાં. ન મારો. ૬
તમારે પેટ છે જેવું, ગરીબને પેટ છે તેવું;
વધારે કેટલું કેવું. ન મારો. ૭
ગરીબની હાય જો ખાશો, બળીને ભસ્મતો થાશો;
મરીને નર્કમાં જાશો. ન મારો. ૮

### દોહરા.

પેટ પર પાટુ મારતાં, દયા દીલ નવ ખાય;
અગણીત તે ઘર હાનીઓ, અણુધારી જો થાય. ૧
એ કુદરતનો ન્યાય છે, સમજો નરને નાર.
અવસ્ય પડે એ કૃત્યથી, મહા ગેબનો માર. ૨
જો ગુન્હા જનકો કરે, તો તો કરવી ખુબ;
શિક્ષા ભારે કાયદે, પગથી માથા બુડ. ૩
જે ઉઘાડી આંખથી, પાપી જન દેખાય;
શિક્ષા કરતાં તેમને પાપ કહિ નવ થાય. ૪

---

## નારને તરવાર રેઢાં મુકવાનું પરિણામ.



### પરભાતી.

નારને તરવાર રેઢાં, કોઇનાં ઘર નથી રયાં.
મુકતાં રેઢાં જુવો, કેવાં, સિરે વાનાં થયાં. નાર૦

ભરથરીને પીંગળાથી, કષ્ટ કેવું સાંપડયું,
જોળી લઇ બાવા થઇ, ચાલ્યું જુવો કેવું પડયું. નાર૦
ત્રીયા ત્રીકમને આપતી જો, સિર કાપી થાળમાં;
તે ત્રિકમનું સિર કાપી, ખેલતી નર જારમાં. નાર૦
નારને તરવાર નરજો. નર બીજા કર જાય છે;
માથા કમોતે કમળ સરખાં, કોક દિન કપાય છે. નાર૦
તેમ ત્રિભુવનને પણ, એકદિ વિતી ગયું;
નહિ થવાનું ધારતો તે, આંખની આગળ થયું. નાર૦



# માથાં આડે આપનારની કદર નથી કરતા તેનાં કારણો શું ?



ગઝલ.

પશુથી હલકા નરતે, કદર શું ??? કામની કરશે !
અને ઉપકાર શું ગણશે? પશુથી૦
આવાને દુઃખને ટાણે, મદદ જો આપીએ નાણે;
શી રીતે ખ્યાલ તે આણે ! પશુથી૦
ઉગારો કુંપમાં પડતા, જીવાડો અગ્નિમાં બળતા;
એવા શું યાદ તે કરતા ! પશુથી૦
ઘણું નુકસાન અટકાવો, આડે જે સીર જપલાવો;
એના એ શું ગણે ભાવો. પશુથી૦
ભુંસાડી આપણા ઘરનું, સુધારો અન્ય જો નરનું;
સમજશે હૃદય શું ખરનું. પશુથી૦

કદર એ જાત છે એવી, નિચામાં નિચના જેવી;
કહી નવ જાય જો તેવી. પશુથી૦
કદર એ જનને દેખી, વસો ગાઉ સો સજ્જન તેથી.
જનાવર સાત્ર મન્ન લેખી. પશુથી૦

દોહરા.

જ્યાં એ કદરા હોય ત્યાં, કદિ ન ભરવો પાય;
એ ત્રિભુવન સુચવે, સેહેલો સુખ ઉપાય. ૧

## અમોને રોફ નાં છાંટો.

ગઝલ.

અરે ઓ રોફ કરનારા, જગતના સુખ હરનારા;
ભૂતળને બાર કરનારા, અમોને રોફનાં છાંટો. ૧
તમારી જાત ઝળકાવા, તમારૂં પોત પરખાવા;
લોકરમાં નામ સરખાવા, અમોને રોફનાં છાંટો. ૨
મગજમાં ઇર્ષા લાવી, આંખોમાં ક્રોધ વરસાવી;
શરમને સ્વર્ગ પધરાવી, અમોને રોફનાં છાંટો. ૩
તમોથી શું થવાનું છે? અમારી જાણમાં એ છે;
ભુવનમાં વાંસ ફરતો છે, અમોને રોફનાં છાંટો. ૪
સુચાણી કે નહી દીઠું, ભુલી ગઇ નાખતાં મીઠું;
અમોએ જાણી એ લીધું, અમોને રોફનાં છાંટો. ૫
તમારો તોલ છે કેવો? તમોને સુખ શું કેવો;
અને શું બોધ કો દેવો? અમોને રોફનાં છાંટો. ૬
તમારો દંભ સળગાવી, તમારૂં ગોર મલકાવી;
ડાહાપણ બોજ છલકાવી, અમોને રોફનાં છાંટો. ૭

## જો–હો–અબળખા રહી જાય નહી.

### રાગ રામગી.

સાંભળ પ્રાણી વાતને, શું ? ? શું ? ? ? તાકે છે કરવું ?
છેવટે વરસ જો સો પછી, નકી માથે છે મરવું. સાંભળ૦
કરવું થોડું, જાજું હોય તે, તારૂં ગમતું તું કરજે;
મૂવા પછી જો નહી બને, મારી વાત એ સાંભળજે. સાંભળ૦
સારૂં નરતું હોય મનમાં, તેતે સહુ કરી લેજે;
મૂવા પછી કરવા તણી, આશા ઉર તજી દેજે; સાંભળ૦
લાંબું ટુંકું હોય નાડવું, લેજે નાડી તું વેહેલું;
ચુકયા પછી એ નહીં બને, તને સમજાવું પેહેલું. સાંભળ૦
ધરમ કરતાં નવ બેસશે, એક પૈસ પણ તારે;
દામ દેઢાથી ઘણું મળે, પાપ બવળી બજારે. સાંભળ૦
જેમ ઘટે તે, મનને, સારૂં, લાગે તે કરવું;
બાકી કંઇ પણ નહી રાખવું, ત્રિભુવન કે ઉચરવું. સાંભળ૦

---

## ભાઇઓ !!! મને શા માટે ડોસો ડોસો, કહો છો ? મારૂં પીધેલું પાણી પેટમાં ખારૂં ઝેર થઇ જાય છે.

### કારણ રાગ ત્રેતાળી ચોપાઇ.

મને ડોસો ડોસો નહી કરશો, મારી વાત તમેરે સાંભળશો;
મારૂં નામ છે ત્રિભુવન, થયા વર્ષ ફકત એકાવન;
તેમાં તમે મને શાને ડોસો, સહુ એક મતે થઇ કાછો ?
હજુ લગ્ન મારે છે જો કરવાં, તેમાં વેંણુ કહો કેમ વરવાં ?
મારો સસરો જો વાત સાંભળશે, તો તો લગ્ન કદિ નહિ કરશે;

મારી સાસુ કેહેશે સુણો ભાઇ, મારે ડોસોનાં જોઇએ જમાઇ.
સુણી વાતને સહુ જાશે છટકી, મારા લગ્ન જશે જેથી અટકી;
ડોસો કેહેવાથી શું લાભ તમને, થતી હાની વિચારોને અમને.
હું તો ડોસો કહ્યા થકી લાજું, સમજુને શું હું કહું જાજું ?
તમે ડોસો કહો છો જ્યારે વારૂ, પાણી પીધેલું થાય છે ખારૂં;
મને જુવાન કાકા કેહેવાશે, ત્યારે લગ્ન તુરત મારાં થાશે.
માટે ભાઇ તેમજ તમે કેહેજો, મારી વાત પર લક્ષજ દેજો.
પરણ્યા પછી કેહેજો જેમ ગમે, નહી નારાજ થઇએ જો અમે.

---

## સંતાપ અને પરિતાપ શા માટે કરો છો?

### પરભાતી.

સંતાપને પરિતાપ પ્રાણી શીદને બહુ બહુ કરે;
છે અજ્યું તેથી વધારે, જો નહિ મરતાં મળે. સંતાપ૦ ૧
હાંની થવાની જો હશે તો, કોઇથી પણ નહિ ટળે;
ને લાભ મલવો જો હશે તો, દેવથી પણ નહિં ફરે. સંતાપ૦ ૨
યશ મળવો જો હશે તો, ઉલટું કરતાં મળે;
અપયસ લખેલો જો હશે તો, ઉલટુ કરતાં ગડે. સંતાપ૦ ૩
મર્ણ આવ્યું જો હશે તો, કોઇથી પણ નહિ ફરે;
વૈદ પકડી નાડીઓને, કોડ ઘણાજે છો કરે. સંતાપ૦ ૪
એક વિશ્વંભર નાથને તું, હ્રદય રાખીને ફરે;
સંતાપને પરિતાપને, સંતોષથી અળગા કરે. સંતાપ૦ ૬
જે વખત છે જે થવાનું, તે વખત તે થાય છે;
સંતાપને પરિતાપમાં કાં? ત્રિભુવન અથડાય છે. સંતાપ૦ ૫

ગઝલ.

નસીબમાં હોય તે થાએ, ગમે સહુ તેટલું ધાયે;
નસીબ વિણનાં મળે પાઇએ. નસીબ૦
ઉડી વેહેલા અને મોહડા, લઇ જો રાંગમાં ઘોડા;
કરે છો દેશમાં દોડા. નસીબ૦
ભલેને વાહણ બહુ ખેડે, સમુદ્રોના તદન છેડે;
ચડી આકાશને મેડે. નસીબ૦
નસીબને નજર પર રાખી, કરો કામ જીંદગી આખી;
ફિકરને ખાડમાં નાખી. નસીબ૦

## ક્યાં, મુસાફરો ! મુસાફરીમાં ફરતાં શું ધ્યાનમાં રાખશો? કોઇ, કોઇ વીસીઓમાં કેવું સુખ હોય છે.

રાગ પુનમ ચાંદની.

સુણજો શ્રષ્ટિમાં ફરનારા, સહુ મુસાફરોરે,
રૂડા ગ્નાની, ગુણી ધર્મ ધુરંધર ભાઇ;
માહરી એક શિખામણ ઉરમાં, હરદમ રાખજોરે, સુણજો.

સાખી.

આ કાળો કળીયુગ છે શામ કરનાર,
ધર્મ તમારો રાખવા ચેતો ચેતન હાર.
નહીં તો માર તમે જો, ખાશો પૂરણ પીઠમારે,
જેનું માપ અમાપ હોવાથી કહું છું સાર;
સમજો તે પરમાણે સરવે ભાઇઓ ચેતજોરે, સુણજો૦

સાખી.

સઘળે શ્રષ્ટિમાં જુઓ, ચાલે રેલ વિમાન,

સુખ સંપૂરણ આપતાં, કરવા ધર્યાં કામ.
તેમાં દુઃખ હવે શું છે? તે જન હું દાખવુંરે,
તે પર પૂરણ દેજો દુનિયાદારી ધ્યાન;
માનુ મન મારાથી માનવીઓ હું એટલુંરે, સુણજો૦

સાખી.

જ્યાં જ્યાં જંકશન હોય છે, બદલવાને રેલ
ત્યાં ત્યાં હોયે વીશીયો રહેવા, ખાવા સહેલ,
પણ ત્યાં દારૂણ દુઃખડા દ્રષ્ટિથી સહુ દેખશો રે,
જો નહિ પ્રથમ પરિક્ષા, કરશો તો એ જન;
માટે જોઇ જાણી અનુભવીને, લેજો આશરોરે, સુણજો૦

સાખી.

ત્રિપુંડ તાણે ત્રેવડાં, ચોથ ચંદ્રઆકાર,
ઉપવીતને માળા ગળે, બહુ ધારણ કરનાર.
જોતાં નજર થકી તે શુદ્ધ જાતીના છોકરારે,
ખામી કોઇશું ??? કાહાડે કોની છે મગદૂર;
એવા આંખેથી જોતાં, આપણને લાગશેરે સુણજો૦

સાખી.

પણ માંસાહારો તે કરે. વળી કરે મદ્યપાન
કસાઇ થકી પણ કૃત્યાં નિચ ઘણા નાદાન.
જો જો વટલાવી મારે છે, માઠી રીતથીરે,
જોતાં નજર થકી તે જોયું, જન નહિ જાય;
માટે જો જો ભાઇઓ, આપે ઉંડા ઉતરીરે, સુણજો.

સાખી.

પુંકે ગાંજો, બીડીઓ, લુચ્ચા રંડી બાજ,
વીસી એ કારણુ કરે, (કૈક) કુડાં કૃત્ય કરવાજ.
સુજને અનુમાનો તો મનમાં, જન એમ આવીયુંરે,
સારા વિચારોનું વળીયું સત્યા નાશ;
તેથી તમ આગળ આ, વાતડલી વિનયે કરૂંરે, સુણુજો.

સાખી.

પ્રથમ પેસી પેટમાં, લઇ જાએ છે દામ
વીસીમાં પેઠા પછી; લે ડગલે ડગલે દામ,
જાણે ગોર સરાવા, બેઠા હોએ બારમુંરે;
મુકો મુકો વિણુ એ, વદે ન મુખડે વાત;
ભ્રાતો સહુ ઉરમાં આ, લેખ લખીને રાખજોરે. સુણુજો.

સાખી.

વખાણુ કરે પેહેલાં ઘણાં, ભાવિક છે ભોજન;
પીરશે જ્યારે પાટલે, ખાસું તે ખડ ધન.
તેમાં અડધું તો કાચું ને કોરૂં હોય છે રે;
જેમાં કાંકરીઓ દાઢે, રૂડી કચડાય;
જેનું વરણુન શું વ્હાલાઓ હું અહીંયા કરૂં રે.

સાખી.

ખાવામાં તો ખરપીયા, જેવો દે ખોરાક;
લે બાસુદી પુરીના, પૈસા એ નાપાક.
બળતરા બહુ બહુ જમનારાને, મનમાં થાય છેરે;
પણ શું ઉપાયો લેવા, કો જંગલ માંય;
તેમાં સામું તો બોલાએ, નહીં જો મુખડેરે. સુણુજો.

### સાખી.

ચોખવટ કરવા જાય તો, ખાઇ ગાળને લાત;
વધુમાં પાટુ પણ પડે, કોણ મુકાવે ભ્રાત.
કારણ કોરટ તો હોએ છે, બહુ બહુ વેગળીરે;
વળી કોણ ખર્ચ કરીને, વખત બહુ રોકાય,
એવા વિચારોથી (સહન કરીને) જાતું જો જખમારતારે. સુણજો.

### સાખી.

બીજી છે બહુ બાબતો, લખતાં નાવે પાર;
ટુંકામાં તમને કહ્યું, સમજી લેજો સાર.
ભયાનક નજરે આવે, જમડાનો દેખાવ ત્યાંરે;
રગડી રીબાવી મારે છે, રેહેતાં રાત;
મેં તો નજરે દીઠાં, દારૂણ બહુ દેખાવનેરે; સુણજો.

---

## હરકોઇ માણસ રૂબરૂમાં નહીં પણ, પાછળથી કેવા માણસોને કુતરા કહે છે ?

### ગઝલ.

કહે છે કુતરા કોને ? લીએ છે લાંચ જો તેને.
કરે અન્યાય જો એને, કહે છે કુતરા તેને.
રીબાવે માર મારીને, હરવા દામ ધારીને;
આફત દે સિર ઉતારીને કહે છે૦
ખીજે છે હર ઘડી વાતે, વિચારે ના જરી જાતે;
કરૂં છું શું અરે આતે ? કહે છે૦
મફતના માલ જો ખાવા, કરે છે અન્યને ખાવા;

કરો :ખોટા અરે દાવા. કહે છે.
બકે છે ફાવતું મોહોડે, અરે જે લાકડા મોહોડે;
ઘણા જે ઉર થકી કોડે. કહે છે૦
ખોદે છે ખાય છે તેનું, લઇ જો પાનીયું એનું.
અરિ પાકા બની તેનું. કહે છે૦
બકે છે સર્વ જે વેળા, કરીને લોકને ભેળા;
કરી મોટા જુવો મેળા. કહે છે૦
બકવાથી જે નહીં થાકે, કદિ પણ દિનને રાતે;
વિચારે ક્રોધ નાં વાતે. કહે છે૦
લડે છે સર્વના સાથે, કરે છે ગાળથી વાતે;
ધરી ઇરષા ઘણી જાતે. કહે છે૦
સગાને સ્નેહીઓ સાથે, ઉઘાડે જો લડે માથે;
પાટું, ઢીકા અને બાથે. કહે છે૦
ચોરે છે જે મળે તેનું, મુકે ના કોઇદિ કેનું;
સગાને સ્નેહી હોય તેનું. કહે છે૦
ન સિધુ તોલથી તોળે, ન સિધુ બોલથી બોલે;
હણે માથું ધર્યું ખોળે. કહે છે૦
દગો જે માલમાં કરતા, પ્રભુથી જે નથી ડરતા;
ફરે છે લુટવા ફરતા. કહે છે૦
ઘરે તો હોય છે નારી, ઘણા રૂપ ગુણથી ધારી;
તજીને તે રમે જારી. કહે છે૦
મારગમાં નારીઓ જાતી, દેખીને એહ કમજાતી;
કરે છે મશ્કરી તાતી. કહે છે૦

શિખામણ કાંઇ આપે તે, અહેના કાનમાં જન જે:
વણી જે હિતની હો એ. કહે છે૦
લડાવે લાકડાં એવા, ન જોયાં જાય જો તેવાં૦
પડયા મૂકે નહી હેવા. કહે છે૦
બસે છે સરવને દેખી, સરવને હલકા લેખી૦
કરી ભારે વળી શેખી. કહે છે૦
જરા જો લાભને માટે, હણે છે સરવને ઘાટે;
અંધાવી આંખને પાટે. કહે છે૦
આવાના નામને મુકો, આવાના મુખ પરે થુકો:
લગાવી પગ તણો સુકો ત્રિભુવન એ કહે સહુને.
મરતના ડર બતાવીને, મહતના દીન સતાવીને;
પૈસા લે પડાવીને. કહે છે૦
રખડતા હોય છે ફરતા, નથી ધંધો કદિ કરતા;
નથી જે લાજથી ડરતા. કહે છે૦

---

## આ કોને કહેવું પડે છે ?



ગાયન.

ઓ ! ? ! ગુજરાતી ( આવા ) કાઠિયારે, વાડીયા સરવે ચેતજો;
કેક કોળણુને ઢેડીને, અહીંયા લાવે છે તેડીને;
લુંટી લેશે હ્ય, મેડીનેરે. એ૦
કહ્યંડ, વણીક, કણુબી, દ્વિજો ધંધો કરતા નથી જો બીજો,
ગરણે સો ગળી પાણી પીજોરે. ઓ.

જો નહી ચેતા તો રૂવાના છત વાઢી નાખશે કુવામાં,
એવા છે કૈક મૈદ લુવાણારે. ઓ.
કૈક કાકા મામા થાતા, નથી દુષ્ટ જરી જો લજવાતા,
આવે ઊંચ કુળના ગુણ ગાતારે. ઓ.
કાતીલ કાતીના ઉંરવાળા, બનશે સસરા બનશે સાળા,
આપ, લે, કરતાં રેહેવા વાળારે. ઓ.
કન્યા પરણાવી ભગવે છે, જબરી ધાધલ એ જગને છે,
ભોળા જનને ભીખ મગવે છે રે. ઓ.
કૈક છે તો પરણાવે રાંડેલી, મઢી સો, સો, ઘરને છાંડેલી,
મોકાણ આવી હોય માંડેલીરે. ઓ.
ગામના નામો લે ખોટાં, કરવા આવા એવા ગોટા,
પરવત જેવા જો જો મોટારે. ઓ.
વિશ્વાસ બહુ બહુ એ બતાવે, વટલેલા અન્યને વટલાવે
હા, હા–કાર એવો વરતાવેરે. ઓ.
જેવા હડકાયા હોય કૂતર્યા, એવા આ દેશમાં બહુ ઉતર્યાં
વણ તેડયા આવે વણ નુતનારે. ઓ.
ફેર કરી જ્યાં ત્યાં આવા, લોફર લુંટી કરી દે બાવા,
આ લેખ લાખ્યો છે ચેતાવા. ઓ.
કૈક બન્યા જેલના વાસી, નથી ટેવ તજતા તોએ ખાસી,
જેલને માનીએ એની માસીરે. ઓ.
માટે ખાત્રી પાકી કરજો, છેવટે વાંઢા વિધુર મરજો,
શિખામણ આ ઉરમાં ધરજોરે.

રાગ. નાચ.

**આરી નાજુકડી કોયલડી, શાને મુખ મરડીને બેઠી. એ ૦૫.**

આતે કેર મણુએ કે'વો, મુજને સુઝે ન રસ્તો લેવો;
પુરણુ પ્રેમે વખાણુ જોતાં, જાહેર જગમાં કરીએ,
તેજ કહે છે કાપે માહરૂં, કરવત જેવી છરીએ. આતે.
નિમક હલાલી રહી નિરંતર, ઉરથી ઇચ્છીએ સારૂં;
તડપી નાખે તે તરછોડી, શું દુઃખડા સંભારૂં. આતે.
ઘરમાં વધતા બહુ ગોટાળા, જ્યાં અટકાવા જઇએ;
ઉલટા આંખના પાટા જેવા, જાહેર જગમાં થઇએ. આતે.
સાચું કેહેતાં ખોટું લાગે, ખોટું લાગે સારૂં,
કેમ સહન આ ઉરમાં કરવું ! ન મળે બોલ્યા બારૂં. આતે.
નયણે જોતાં નહિ ખમાએ, બવળું જો જો બળતું;
નહિં સેહવાએ મુગાં રહેતાં, કહે કંઇ નથી વળતું. આતે.
જોર કરીને જાતાં કેહેવા, જાય છે તાણે તુટી;
કોઇ હકીમો હિકમત વાળી, મને બતાવો બુટી. આતે.

આખર વિચાર.

અણુઘટતું હિતકરનું થાતાં, કદિ ન ધ્યાને ધરવું;
બોખ, વરેહું પડે કુવામાં, નજરે જોયા કરવું;
ભોગ તમારા ચિત ન સમજ્યા, એવું મહેણું દેવું આતે.
ચોગરદમ લા લાગ્યા કેડે, હવે અમે શું કરીએ;
સાથ તમારી સામા બેસી, કહો તો દોઢા રડીએ. આતે.
ઇલાજ ન મળે હવે અમારો, સુજે મન તે કરજો
કે ત્રિભુવન બનાવ આવે, ઉદ્ગાર ઉર ઉચરજો. આતે.

# અહ્યા એ? ? હવે જરા આંખ ઉઘાડજે પ્રભુને ત્યાં પોપાબાઇનું રાજનથી. નજરો નજર જોયું કે ? ?

### રાગ.

જનની જીવોરે, ગોપી ચંદની

ધન્ય ધન્ય ધન્ય પ્રભુ તુજને, ધન્ય ધન્ય તુજ ખેલજી;
જેણેરે તજાવી મને ઝુંપડી, તેને તજાવ્યો છે મેલજી. ધન્ય.
જુલમ થકીરે વસાવીઓ, જેણે સો ગાઉંવાસજી,
તેને તેં મારાથી દૂર કાઢીઓ, ગાઉં દોઢસોક ખાસજી
જેવી રે રીતે તે ગુજારતો જુલમ કાફરની જેમજી.
તેથી દસ ઘણો તે પર ગુજર્યો, ધન્ય તારી પ્રભુ નેમજી. ધન્ય.
જેવું અપમાન કીધું માહરૂં, તેથી કર્યું છે વિશેષજી;
હડ હડ થુ થુ લોકો કરે, જેને જન દેશો દેશજી, ધન્ય.
મને પાછળ લોકો માન દીએ, સંભારે છે ઘડી વારજી,
આને ગયો ગણી પાપને આપે ઢગલા ધિક્કારજી. ધન્ય.
મારી***ઓરતને સતાવીને, જેણે દેખાડયા છે ડરજી,
તેની ઓરત આજે એ કરે, વંડી વિધવિધ વરજી. ધન્ય.
ફાટી આંખે જન જે ફર્યો, રાખી ઉર અભીમાનજી;
તેને નજરે તે દેખાડીયું ગુમાવીને ગુમાનજી. ધન્ય.
ધન્ય કળા પ્રભુ તાહરી, પામે નહી કોઇ પારજી.
કરે હાથે તેવું ભોગવે, મિથ્યા કરતાં લગારજી

# ભાઇ પ્રત્યે બેનના કજોડા પ્રસંગે બે બોલ.

રાગ—જનની જીવોરે ગોપીચંદની.

ભાઇરે ??? હું ભાગ નથી માંગતી, નથી વારસાની આશજી
તુજ ભુવન જો તજ્યા પછી, નથી વસવું તુજ સાથજી. ભાઇ.
જનકને કેટલું છે જીવવું ??? નહીં મરશે શું માતજી,
સમજાવ્યા જો સમજે નહીં, કંઇક દયાકર ભ્રાતજી. ભાઇ.
બળી મરૂં જો બુઢીયો, કૂવે કૂવે થાય લાયજી,
તેના કરમાં સોંપી બાવડું, કરવા ધારેરે વિદાયજી. ભાઇ.
બુઢા માથેરે કરે ડોકીયાં, મહિમા મોટું મોતજી,
પાનેતર સાથે સૌ કાં દીયો ??? પ્યારા ભાઇ મને પોતજી ભાઇ.
લાંબા વિચાર કોઇએ નાં કર્યા, થાશે પુત્રીનું કેમજી;
છેલો આધાર ધારૂં તાહરો, મારાપર કર રેમજી. ભાઇ.
નાતનુંતો નથી કાંઇ ચાલતું, નથી કાયદાની વારજી,
ક્યાં જઇ હું દુઃખ બીજે દાખવું, નથી બોલ્યું થતું બારજી ભાઇ.

# મરનારની પછવાડે રડાકુટ કરનાર સ્ત્રીઓ, તમે શા માટે આ રીવાજને અટકાવતાં નથી ?

રાગ.—સીધુડો—ઢાળ—ધડુસલાની.

શાને રડો, કુટો છો સુંદરી, કરી આક્રંદો અપારરે;
વળી કુટી ફાડો છો છાતડી, મારી મુગદળો સમ મારરે. શાને.
કુટી પીટીને ફાડો છાતડીરે, પછાડી ખાય ભાંગો પાય;
તોએ મરનાર સુતો સાથરે, બોલ્યો બોડો નહી થાયરે. શાને.
શાને મરનારને તમે રૂવોરે, નથી રોનારાં રહેનાર;

કોઇ આજે તો કોઇ કાલ જો, ખુટયે શ્વાસ છે મરનારરે. શાને.
અતિ ઉંડાં છે જેનાં મૂળીયાંરે, જુઓ ઝાડ અને પાડ;
ગયા લોપાય તેવા લોકમાં; કોણ આપણો આધારરે. શાનો.
ફરતાં ફરતાં ને નથી મૂળીયાંરે, નથી અન્યકો આધાર;
તેવા ટકે કહો શી રીતથી, સુણો શાણા આ સંસારરે. શાને.
સદા મરનારને સંભારતાંરે, મહા મનડું મુઝાય;
એરે આગાધે અંગ આપણે, બહુ બીમારીઓ થાયરે. શાને.
કૃષ્ણ પ્રભુને પ્રભુ રામજીરે, જેની શક્તિનો ન પાર;
હજુ જપાય જેના નામને ગયા તેવા જીવનહારરે. શાને.
દુનીયા આગળ ગાયે દુઃખડાંરે, મળે લાભ ન લગાર;
ખોટા મળવા ખલક નાં કરે, બની ગાંડાને ગમારરે. શાને.
અમ્મરપટોજ નથી કોઇનેરે, રૂડા રાજને દરબાર;
મોટા મહિપાળ તે ચાલ્યા ગયા, તજી ઘટ અને ઘરબારરે. શાને.
જુઠી કાયાને માયા જાણવીરે, જુઠો સરવ છે સંસાર;
મારો કરીને કો નવ માનશો, નથી આપણો થનારરે; શાને.
માટે પ્રભુ, પ્રભુ, પ્રભુ જપોરે, જે છે આપણો આધાર;
જેના જપવાથી થશે કોકદિ, બેડો ભવ તણો જો પારરે. શાને.
ઘણા લેખક લેખો લખી ગયારે, વળી લખે છે જો હાલ;
છતાં નથારે શાને છોડતાં, રડયા કુટયા તણો ચાલરે. શાને.
આશિષ આપો મુખેથી એટલી રે, જોડી જોડથી બે હાથ;
શાંતિ પ્રેરો પ્રભુ મરનારને, તમો છો ત્રિભુવન નાથરે. શાને.



# કાં ? ? પદમણીઓ, મારા બોલ મીઠા લાગશે કે કડવા ?

રાગ.

બાઇઓ ? ? સીદ વગોવો છો ? ભલા ભરથારનેરે;
શાને અપમાની ઇચ્છો છો, દોજક દ્વારનેરે. બાઇઓ.
અખંડ સુહાગ છે તેનાથી, ભાલ ચાંલ્લો છે એનાથી;
શીખવાનાં છે માન, તમારાં નાથથીરે; બાઇઓ.
સોળ જુવો છે એ શણગારો, પ્રાણ પતિ છે તો, મન ધારો;
ભમરાળો કહી કેમ ? નિંદો છો, વાતથીરે. બાઇઓ.
ભેખ લઇ જઇ જાએ રૂડો, વાળી રહીશું હિ એક છેડો;
વદતા આવી વાત, કરોમાં પાતનેરે. બાઇઓ.
માલ વગરનો ને ભમરાળો, સેંજ વાતમાં બોલ ન કાઢો;
અનિષ્ટ તણા નિશાન, ન તાકો, બાણમારે. બાઇઓ.
પતિ કદિક ભગવાંજો કરશે, સુખ ઘણું તેથી સાંપડશે;
આહો નહિ એ ચિત, ડરી :ફીરતારથીરે. બાઇઓ.
ભલે પતિ ઘર પાડો ખાડો, સઘળું ભલે પીયર પધરાવો;
નથી પાડતા ના, થોભી તમ હાથથીરે. બાઇઓ.
પ્રભુ સમો છે નાથ તમારો, ત્રાસ નહીં તે પર દરસાવો;
ત્રિભુવન ઉદગાર અહો શુભ સારથીરે. બાઇઓ.

---

## સ્ત્રી પ્રત્યે ઘાતકીપણું ગુજારનાર માટે.

ગાયન.

બાઇઓ ? ? ? કારણ વિણ કરી કોપ, તજો નહી ન્હારનેરે;

છે એ અબળાનો અવતારજ, મારી મારનેરે. ભાઇઓ ! ? !
શિખવણી પર કોઇએ ચાલી, વ્હાલા કેમ તજોછો વ્હાલી;
મુંઢ મતિ નાદાન, બનીને કાનથીરે. ભાઇઓ ! ? ?
કોઇ નથી જેતું જો ભેલી, રખડાવો કાં ? જંગલ મેલી;
કાંક તપાસો ક્રુર, એના આધારનેરે. ભાઇઓ ? ! ?
ભુખ તરસપને માર ખમી છે, સિરનામી તમ પાય નમી છે.
ચાહતા ચિત અપાર, કરીએ પ્યારનેરે. ભાઇઓ ? ? ?
સિયળવંતને આજ્ઞાકારી, પગદે નાં કદિ તે ઘરબારી;
ઇચ્છે તમ આરોગ્ય સદા ઉચ્ચારથીરે ભાઇઓ ! ? ?
જીવતર તેનું ઝેરજ કરતા; કેમ નથી ઇશ્વરની ડરતા.
પ્રગટાવો કાં ત્રાસ, તદન જો ખારથીરે. ભાઇઓ ? ? ?
રેહેવાને નવ ખાવા દેવું, ઘાતકી કામ કરોછો કેવું;
વસ્ત્ર ન દેવું હાથ, લાજ મરજાદથીરે ભાઇઓ ? ! ?
સતિ ગુણુવાળી નાર કનડશો, નિશ્ચય નરકે તે નર પડશે;
નહિ છુટો કોઇ યુગ, નિસાસા નારથીરે, ભાઇઓ ! ! ?

દોહરા.

શિખવણીથી ચાલીને, નાર ડુબવશે નાથ;
શીખવણુ કરનાર તે પકડે ન નરકે હાથ, ૧.

---

## અરે ! ગડીયા તમારી ભવિષ્ય વાણી શું છે ?

ચાબખો.

સાંભળો, સાંભળો ગઢીયાજી, તમારા, દુઃખના આવશે દી
ભોગ મેળવશે જો જો તમારા, પકડાશો કિ. સાંભળો.

કરે કડી જો કરશે પોલીસો, પકડશે તે વેળા.
કોર્ટે ચડાવશે, બેડીયો જડાવશે, કરી કેદખાના ભેળારે. સાંભળો.
આવાથી બુરો વેષ પેહરાવશે, ખાવા દેશે પેટ ભરી,
કામ કરાવશે સખ્ત મજુરી, બરડો જાશે ઠરીરે. સાંભળો.
રોટલી બદલે રોટલા આપશે, ઉપર આપશે ભાજી.
માંદા થશો તો લઈ જઇ જો સિકમાં પીવરાવશે જો કાંજીરે. સાંભળો.
કલાશ પ્રમાણે પુરશે તમોને, નિત્ય નિયમ સરખોલી;
ચાંચડ, માંકડને ટોલા તમારા, ચામડાં ખાશે ફોલીરે. સાંભળો.
અનેક જાતના કેદીની જોડે, પુરશે, સુવારશે હારે;
નાવા ધોવાનું જાણજો થાશે, વાર નિમેલ તે વારેરે. સાંભળો.
દાંડાઇ લુચાઇ ત્યાં કામ નહી આવશે, મનમાં અતિશે મુજાશો.
આજ્ઞાથી અળગા થશો તમે તો, તુરત ત્યાં ફટકા ખાશોરે. સાંભળો.
લાજ જશે તે જુદી જગતમાં, આવકાર કોઇ નહીં આપે;
આંગળીથી ચીંધશે આખી આ દુનિયા, ચોરી કરી છે આપાપેરે સાં.
નોકરો ચાકરો કો નહી રાખશે જાણી જગતના લોકો;
સારાં સંગાતે નહી નોતરશે, મુકવી પડશે પોકારે. સાંભળો.
માઠી ગતિ વાળા થશે મરીને, જમની પુરીમાં જાશો;
અનંત ભવ ત્યાં કરવા પડશે, માર મોધરીના ખાશોરે. સાંભળો.
ઉપર લખ્યું તે મિથ્યા ન થાશે, કે, છે ત્રિભુવન માનો;
માટે તો સુધરો તજી તમે ટેવને, બોધ નથીજ આ છાનો. સાંભળો.

રાગ.

" અહા પ્રભુ કરમની ગતિ ન્યારી."

ભજન.

અરેરે઼ઓ ગઠીયા ! ! કાંઇક મનમાં વિચારો;
થશે ઉપર કહ્યું છે તે ધારોરે. ઓગઠીયા.

સ્વર્ગ સમા આ રાજ્ય બ્રિટિશમાં, ક્યાંયરે નથીરે ઉગારો;
નેતરના કટકાથી ફટકારે પડતાં, બરડો બગડશે તમારો. ઓગઠીયા.
પરધન મિલ્કત ખેંચી લેવા થકી, જાશે નહી જન્મ વારો.
રઝળી, રખડી અને બટકીરે મરશો, બીજુ થશે નહી ધારોરે. ઓગઠીયા.
ઉત્તમ આ અવતાર મળ્યો છે, સારામાં ઘણો સારો.
પાપ કમાણીઓ કરથી કરીને પુણ્ય નહી પરવારોરે ઓગઠીયા.
તરવાને બદલે બુડી મરોમાં, હાથે કરી નર્ક દ્વારો;
કે, છે ત્રિભુવન તમ સુભચિંતક, પછી જોવો ભાવરે તમારો. ઓગઠીયા.

---

## પરદેસી મુસાફરોને, પુરાતની સ્થળ જોવાને માટ અમદાવાદમાં શું જોવાનું છે ?

### રાગ.

"માહું લગાડો તો મારા સમ સલુણીરે,"

અમદાવાદમા જોવા જેવાં, સાતેક છે ઠેકાણાંરે,
જોવાં હોય તો જુવો સરવે પરદેસી પરોણારે. અમદા
જઇ જો રાયપર દરવાજેથી. (૧) શાહઆલમને રોજેરે;
તળાવ અધવચ (૨) કાંકરીયું છે, વિરામજો ત્યાં મોજેરે. અ૦
એ જોઇ આવો માણેક ચોક; (૩) જુમ્માંમસીદને જોવારે
તે જોઇ જાઓ (૪) ત્રણ દરવાજે, (૫) ભદ્ર કીલ્લાપર મોહવારે. અ૦
એ દેખી દીલી દરવાજે, સાહી બાગની સડકેરે;
હઠીસંગનાં (૬) નિરખો દેહેરાં, નર નારી બીન ધડકેરે. અ૦
ત્યાંથી આવો અસારવાના પાદરમાં નર નારીરે;
દાદાહરિની (૭) વાવ તપાસો, એ શોભા છે ન્યારીરે. અ૦

અનેક સ્થળ બાદશાહી એવાં, રાજનગરમાં રૂડાંરે;
તેમાં મુખ્ય આ સાત ગણાએ, તેજ ગણાવ્યાં પુરાંરે. અ૦
કંઇક અજાણ્યા મુસાફરોને, મન મુશ્કેલી પડતીરે;
તે અડચણ ત્રિભુવનદાસે, દુર કરી છે નડતીરે, અ૦

બીજું શું જાણવાનું છે.

ધંધાની છે ધમાલ મોટી, વિધવિધ છે વેહેપારીરે;
મળે ન નવરા ઘર ઘર જોતાં, બાળક નરને નારીરે. અ૦
પ્રૌઢ પ્રતાપી, બહુ ધનવંતા, શેઠ ઘણા છે સારારે;
ઇસલામી, પારસીયો, હિંદુ, નથી સંપમાં ન્યારારે. અ૦
જે ચીજ, વસ્તુ, જણસો જોઇએ, તે નાણાંથી મળશેરે;
પદારથોની તાંણ નથી જો, અગવડ સરવે ટળશેરે. અ૦
લોરરથી રેહેવાનું ચેતી, ધાક નથી કોઇ બીજીરે;
ત્રિભુવન સમજાવે ટુંકું, વંદન વદી જન શ્રીજીરે. અ૦

---

## ભજન ભાવના

### ભજન.

કાયામાં કેમ રેહેવાશે બાઇ, જ્યારે દૈવની રજા થઇ;
અવધિનો અંક આવતાં જોજો, કોઇ રેહેવાતું નૈઇ. કાયા૦
આંખના ઉઠયા દેવતા અને, નાડીયો તુટી ગૈઇ;
કાનનાં બન્યાં ખોડયાં અને, લવતી લોથી રૈઇ. કાયા૦
હલતાં તારા હાથ પડયાને, પગતે લાંબા થૈઇ;
સ્વાસ નગીમાં સ્વાસ પેસેને, શક્તિ ચાલી ગૈઇ. કાયા૦
કાળનું તેડું આવશે તેતો, જીવડો જાશે લઇ;

લેવા આવેલા કાંઇ ઉપાએ, ભોગે જોજે તેઇ; કાયા૦
ખાજે, પીજે લેજે દેજેને કહેવું ને દેજે કેઇ,
ગમાર ગાફલ જો રહ્યો તો, ઝગડા બાજી ગેઇ. કાયા૦
સંબંધ તારો સરવે સગાં, રાખશે થડી દેઇ;
કે, ત્રિભૂવન ઘરમાં રહેશે. ભાઇ, હાંદામાં દેઇ. કાયા૦
"રાગ" બીગરી કોન સુધારે નાથ બીન, (ર) એ ઢબ.
કર્યા કરમજો ઉંશે કરથી. તે તો ભોગવવાં પડશેરે:
સરવ ધલાજો નિષ્ફળ નિવડી. જો જો નડશે નડશેરે. કર્યા૦
રામ સરીખા બાળક રાજા, બળવંતા બહુ તનનારે;
અનંત દ્રપનું પાણી ઉતાર્યું તેવા ગયા છે વનમાંરે. કર્યા૦
પાંડવ જેવા કુશળ યોદ્ધા, જુવો થયા છે જુગારીરે;
રાજ પાટને હારી ગયા છે, હાર. છે દ્રોપદી નારીરે; કર્યા૦
રાવણુ સુખમાં કમી હતું શું? હતી મંદોદરી નારીરે;
સર્વ ગુમાવા સુજ્યું જુવો, સીતા લેવી પ્યારીરે. કર્યા૦
દમયંતીને નળનું પ્રેમી, હતું ઉત્તમ જોડુરે;
વ્યાખ્યાન તેનું જુવોને વાચો, વીત્યું છે કંઇ થોડુંરે; કર્યા૦
નંદ રાજાએ અનંત નાણું, કીધું દધીમાં ભેળુંરે;
એક દિવસજો આવ્યો એને, નમળ્યું લેવા વેળુંરે; કર્યા૦
માટે કરમથી અમલ પડજો હોય સ્વર્ગે જાવુંરે:
નહિનર કે, છે ભાઇ ત્રિભુવન, નથી હમારે નાહાવુંરે કર્યા૦

## એજ રાગ.

પાંખડીને કોઇ ન પુંજો સિધે રસ્તે ચાલોરે;
અમર પદના સુખડાં લેવા, બ્રહ્માઓમાં વિચારોરે: પાખંડી૦

આરે જગતમાં એકજ એ છે. નામ આદીશ્વર જેનુંરે;
એ વિણુ સરવે ધતીંગ સમજો કહ્યું ન માનો કેનુંરે. પાખંડી.
તેને ભજવા કોઇ ન પાડો. મત ભેદ આશ બાઇરે;
અનેક એકના સિદ્ધ કરોછો, નથી તમોને સતાઇરે. પાખંડી.
અનેક રસ્તા કરવા થકીજો, ઘણા પડે છે ભુલારે;
મોટા મોટાઓ મુવા છે ડુબી, અહી બતાવું શું ખુલ્લારે ? પાખંડી
નામ આદીશ્વર એકજ ભજવું, હૃદય લાગણી સાથેરે;
અમ્મર પદ જો એ થકી—મળશે, સમજો ટુંકી વાતેરે. પાખંડી
ત્રિભૂવન તે માટે તમોને, ઉત્તમ કરણી કે છેરે;
રાખો આદીશ્વર હરદમ હૈયે, તરણ તારણ જગતે છે રે. પાખંડી.

---

## પરભાતી.

હે કરણી કરી લે સારી પ્રાણીયા એક દિન આવશે જો એવો;
આરે જગતથી જઇશ તું, કોયેલ મુળાની જેવો. હેકરણી.
તારીરે નારીને, તારાં છોકરાંરે, તારા—બાપ અને માતા;
ઘડીયે ઘરે નહિં રાખશેરે, જીવડો ઘટમાંથી જાતાં હેકરણી.
વાડી ઘોડીને મોટી મેડીઓરે રૂડાં લુગડાં ઘરાણું.
દેશે નહીંરે તને દોકડો, તારૂં હેરે તેમ ધારી;
પડશે જવુંરે ખાલી હાથથીરે,જોજે જોજે જખ મારી. હેકરણી
કરણી કરેલી હાથથીરે, એજ આવશે જો સાથે;
બીજુ રહેશે જો બધું પડયુંરે, તારૂં મેળવેલું જાતે હેકરણી.
ઓર જપાટો કાળનોરે થાશે જોજે અણધાર્યો;
માટે ચેતાને સદા ચાલજેરે, જોજે જાતો ન માર્યો. હેરકણી.

કરણી જેવીરે સારી કરીરે, તેણે સરવસ જીત્યું;
બીજા બધા જે પ્રાણીઓરે, માગી દોજક લીધું. હેકરણી.
ત્રિભૂવન તમારા હિતનીરે, વાત ઉત્યમ કે, છે;
પ્રભુ ભજેને તજે પાપનેરે, એ આ સિખ રૂડી દે છે. હેકરણી.

### બ્રાત મૃત્યુ પ્રસંગે ઇશ્વર સ્તુતિ.

રાગ " આહા પ્રભુ કરમનકી ગતિ ન્યારી.

અહો પ્રભુ નમન કરી વારી વારી, મારી વિનતિ લેજોરે સ્વીકારી;
અહો પ્રભુ નમન કરી વારી વારી. ॥ ટેક ॥
લક્ષ્મણ બંધુ સમ મુજ બંધુની, હતી રૂડા "રામજી"ની જોડી;
કાળ કરાળે આવીને ઓચિંતાં, જોડી નાંખી છે પ્રભુ તોડીરે. અહો.
રામની મદદ જેવી લક્ષ્મણ કરતો, સદા રાખી સાથ સ્વારી;
તેવી મદદ મારો આ બંધુ કરતો, કષ્ટો પોતા શિરપર ધારીરે અહો.
નિર્મળ મન અને શાંત સ્વભાવે, જ્ઞાની હતો ગુણકારી;
વિખુટો પડી તે વ્હાલા વૈકુંઠ આવ્યો, શેવાના લાભ લેવા ધારીરે. અહો.
સંવત ઓગણીસ, સાલ ઇકોતેર, વૈશાખ માસ અધિકારી;
સુદી બારસ વાર મંગળવારે, મૃત્યુ લોક છોડીને મોરારીરે. અહો.
રૂડી રીતે તેનું રક્ષણ કરજો, જન્મ ન દેવાશી વારી;
અખંડ સુખઠાંકે, આપો ત્રિભૂવન, આપ કને અરજ ગુજારીરે. અહો.

---

### સોરઠા.

મરવું સરવે સિર છે, કોઇ દિન કોઇ રાત;
મિથ્યા ન થાએ કોઇથી, સમજી મનમાં ભ્રાંત. ૧
આશિશ આપું બાઇ હું, અવિચળ કરશે ઇશ;

તરણ તારણ છે સરવનો, જે જબરો જુગદીશ. ૨
માસ બાર મુજ હાથથી, પુણ્ય દાન જે થાય;
ભોક્તા તેનો તુજ છો, બિરદ સ્વીકારે બાધ. ૩

# મારા મિત્ર ખોજા જાનમહમદ વેલસીના મૃત્યુ પ્રસંગે મારો શુભાશિર્વાદ.

### રાગ.

### ત્રેતાળી ચોપાઈ.

માહરા જ્ઞાની ગુણી રૂડા મિત્ર, જાનમાહમદ પરમ પવિત્ર;
ઘણો શાંતને ધીરારે સ્વભાવે, ગયો પરલોક ખબર આજાવે,
ગત વખત પહેલાં દિન એકે, વાત વિનોદ કરતા વિવેકે;
ફરી વાત ન આવી તે વખતે, માહરે જાવું છે જીનંત તખ્તે.
ભલા કેમ વાત રાખી આ છાની, ન્હોતી જુદાઇ ગુણીવલ જ્ઞાની;
બિજે દિન જ્યારે આવ્યો દુકાને, ત્યાંા ગજબ અજબ પડયો કાને.
સદા માટે વિયોગ તારો જાણી, પુરી દીલગીરી દીલ ઉભરાણી;
હતો ગામમાંને ખબર ન દીધી, છાની વાટ વ્હાલા વૈકુંઠની લીધી.
હશે ખરે બન્યું બનવાનું, નથી થયું તે નથીરે થવાનું;
તારા વિયોગ માટે શું શું કરવું, માહરે મુખડે હવે શું ઉચ્ચરવું.
તેનો પુરતો કરીને વિચાર, મારા ઉરથા કરૂં છું ઉદ્ગાર;
સદા ખુદા ખલક તણો સ્વામી, તેના પાસે મહાસુખ પામી.
જન્મ મરણ થકી થંઇ મુક્ત, રેહેજે સદા માટે તું સંયુક્ત;
એવી આશિષ છે મિત્ર માહારી, ખુદા સ્વીકારશે પ્રેમ ધારી.

### દોહરા.

સંવત ચાલે ઓગણી, ઇકોતેરની સાલ;

ચૈત્ર સુદજો ચૌદશે, વાર મંગળની રાત. ૧
બાર ઉપર બે વાગતાં, છોડયાં ધડ ધરબાર;
જાનમાહમદ, સુત વેલસી, જવા જીનંત દરબાર. ૨
ભાઇ, ભત્રીજા, પુત્ર છે, કુલીન જાત કુળવાન;
મણી ગુણ માન ધરાવતા, નુરમામદ છે નામ. ૩

---

## જળચર, ભુચર અને ખેચર પ્રાણીનો શું સ્વભાવ છે?

### રાગ.

### મેયારીનું મુખ દેખી પ્રીતી પલટાવીરે.

સહુ દુનિયાં સ્વારથની દીઠી, સ્વારથ વિણુ નથી કોઇરે.
જળ વિણુ સર પર જાય ન માનવ, પશુ પક્ષી પણુ કોઇરે. સહુ૦
દાવાનળ લાગે લે જંગલ, મૃગ નવ જાયે ફરવારે;
સુક તરૂ પર પક્ષી ન બેસે, ઘડી વિસામો કરવારે. સહુ૦
તેમ જનો જન દીનરે દેખી, સરવે આઘા નાસેરે;
સ્વારથની છે એવી દુનિયાં, કહ્યું ત્રિભુવન દાસેરે. સહુ૦
અશક્ત, ઘરડા, રોગી વરને, ચાહે ન ચિંતે નારીરે;
સુવો ગણી મોં વાળે તેનું, રાગ થકી લલકારીરે. સહુ૦
માંખણીયા થૈ અનેક આવે, સ્વારથ હોયે ત્યારેરૂ;
વણુ સ્વારથ બોલાવ્યા નાવે, કકલાટથી પણુ ક્યારેરે. સહુ૦
બાપા, કાકા, દાદા, મુરબી. સ્વારથ સુધી કે છેરે;
સ્વારથ સરતાં બને સમોવડ, અવળા અળગા રહે છે રે. સહુ૦
સ્વારથ વિણુ જગમાં જનએ છે, પરમારથનો કરતારે;

પરમ કૃપાળુ જો પરમેશ્વર, તરણુ તારણ દુઃખ હરતારે સહુ૦
સ્વારથીઆમાં નહિ સપડાતા, પરમારથીઓ પ્રીછોરે;
કહે ત્રિભુવન સ્વર્ગ પુરીનાં, અનંત સુખડાં ઇચ્છોરે. સહુ૦



## અહ્યા દગો કયાં કયાં છે? અને દગાથી શું થાય છે?

ગજલ.

દગો છે દૂધને ઘીમાં, દગો છે તેલ ને બીમાં;
નથી હું દેખતો સીમાં, દગાંથી દેશ ડુબે છે. ૧
દગો છે ખાંડને ગોળે, દગો છે ધાણીના ખોળે;
દગો છે ત્રાજવાં તોલે, દગાથી દેશ ડુબે છે. ૨
દગામાં સરત છે દાણા, ભેળેલા કાંકરી પાણા;
દગાથી એમ લે નાણાં, દગાથી દેશ ડુપે છે. ૩
દગાથી શાકને ભાજી, કરે વાસી અરે તાજી;
બકાલી કેક તે પાજી, દગાથી દેશ ડુબે છે. ૪
દગામાં ફળ અને ફુલો, અને લે ડબલ તે મુલો;
ખાવાડી માલમાં ભુલો, દગાથી દેશ ડુબે છે. ૫
દગામાં ઘાટ દાગીના ઘડે છે લોક અભાગીના.
જુઓ આ જગત.........દગાથી દેશ ડુબે છે. ૬
દગામાં કેક કરે ધાતું અને દે બૌ કરી વાતું;
નથી જે લોક એ ચાહતું, દગાથી દેશ ડુબે છે. ૭
દગામાં ભેખ લે ભુંડા, ખરેખર હોય છે લુંડા;
ઘણાએ કૃત્યમાં કુંડા, દગાથી દેશ ડુબે છે, ૮

દગાથી કોરટે મોટા, લડે છે સાવજો ખોટા;
કરીને ન્યાયમાં ગોટા, દગાથી દેશ ડુબે છે. ૯
દગાથી સાક્ષીઓ લાવે, અરે જે એમને ફાવે;
કોરટને બોજ મુંજાવે, દગાથી દેશ ડુબે છે. ૧૦
દગો છે બાઇ બાંડુમાં, દગો છે કેક રાંડુમાં.
કહું એ સર્વ ગાંડુમાં દગાથી દેશ ડુબે છે. ૧૧
દગાથી શ્રેષ્ટ ધારે છે, દગાથી મિત્ર મારે છે.
દગાને કોણ વારે છે ! ! ! દગાથી દેશ ડુબે છે. ૧૨
દગાનાં મુળ છે ખોટાં, દગાથી શું નથી જોતાં;
રેહેશો એ થકી રોતા, દગાથા દેશ ડુબે છે. ૧૩
દગાને દેશમાં જાણી, વહે છે આંખમાં પાણી;
વિશેષે શું વદુ વાણી ? ? ? દગાથી દેશ ડુબે છે. ૧૪
દગામાં કોઇ નથી ફાવ્યા દગાથી સર્વને ચાવ્યા;
ત્રિભુવન નજર બોજ આવ્યા, દગાથી દેશ ડુબે છે. ૧૫

---

## ગજલ.

ઉદર દરકાર ના ભરવા, નહી જ્યાં પ્યાસની પરવા;
ન વા'લુ જીવવું મરવા, ફકીરી એ ફકીરોની,
નથી જ્યાં હાસ્ય ને રોવું, કમાવું કે નથી ખોવું;
નથી સુખ દુઃખ ને જોવું. ફકીરી.
સગાં ને કો નથી વેરી, નથી ધન ધામને મેરી;
નથી દિન દ્રષ્ટિ કો ઝેરી. ફકીરી.

નથી મારૂં અને તારૂં, નઠારૂં ને નથી સારૂં;
નથી મિઠું અને ખારૂં. ફકીરી.
શીકરની જે કરી ફાંકી, જીનંતના સુખને તાકી;
ફકીરી એજ છે પાકી. ફકીરી.
ફકીરી એ વિનાની તો. લુલી ને લંગડી છે જો;
દોજકમાં વાસ વસવા ઓ. ફકીરી.

## ચંડાળને શીખામણ યાને દુષ્ટને દીલાસો.

### ગજલ.

ખુટયાં છે પુણ્ય જો તારાં, હવે છે પાપના વારા;
ભોગવ તું ભાઇ ઓ મારા, હવે દિલગીર છો શાને ? ? ?
ચડીને મોટરે ફરિયો, જુલમ જાલમ ઘણો કરીયો;
નથી જો પાપથી ડરીયો, હવે દિલગીર છો શાને ! ! ?
ગણી નાં ધર્મને નીતિ, ગણી નાં કાળની બીતી;
ન જાણી અન્યને વીતી, હવે દીલગીર છો શાને ! ! ?
કર્યું છે કેકનું નાણું, બધે તેં બાપનું જાણ્યું;
બીજાનું ઉર ના આણ્યું, હવે દિલગીર છો શાને ! ! ?
લુંટાયે એટલ્યું લુંટયું, બધે સ્થળ જ્યાં લગી ખુટયું;
કુટાએ ત્યાં લગી કુટયું, હવે દિલગીર છો શાને ! ! ?
લંપટતા ખુબ તેં ખેલી, ન જાતી કોઇ તેં મેલી;
ઓળંગી હદ જો છેલી, હવે દિલગીર છો શાને ! ! ?
હવે શું ? ! હાય ઓ માડી, રડે છે મુખડું ફાડી;
વદન વીલું કરી દાડી, હવે દિલગીર છો શાને ! ! !

હવે તું છીજડો થામાં, નફ્ટ થઇ દુઃખડા ગામાં;
ઉપાનો શિરપરે ખામાં, હવે દિલગીર છો શાને ? ? ?
થવાની તે થવાની છે, જવાની તે જવાની છે;
મિથ્યા તે નાં થવાની છે; હવે દિલગીર છો શાને ? ? ?
દીલાશો હઉં તને ભાઇ, હિંમત તું હાર નાં કાંઇ;
તેમાંથી પામશે સાહી, હવે દિલગીર છો શાને ? ? ?
રીબાવ્યા બહુ જનો રોળી, કુકરમોથી કરી હોળી;
ખજાના પાપના ખોળી, હવે દિલગીર છો શાને ? ? ?
હણ્યા તેં મિત્રને, પાજી, રચીને પાપની બાજી;
ન રાખી પાખ તેં સાજી, હવે દિલગીર છો શાને ? ? ?
હતા ઉપકાર ના કરતા, કર્યા વિદેશ તે ફરતા;
પ્રભુની ધાક નાં ધરતાં, હવે દિલગીર છો શાને ? ? ?
રખાવ્યો રેંમથી રૂડો, બનાવ્યો ડાલ દઇ કુડો;
ગણાવ્યો બહુ ઘણો શુરો, હવે દિલગીર છો શાને ? ? ?
ભલો જે ભાવ હતો તે, લજાવ્યો લોકમાં તેં છે,
હવે તે કેમ થાશે જે, હવે દિલગીર છો શાને ? ? ?
હવે પસ્તાઇ તું પાપી, પ્રભુની માગને માફી;
હૃદય વિકારને કાપી, હવે દિલગીર છો શાને ? ?

## દોહરો.

પાપી પાપે પામીયો, પૂરા પંદર લાખ;
પ્રભુ પણ જો નવ પુછશે, ભીતિ મન નવ રાખ;

# જખમકારને બે ઉદ્‌ગાર.

### ગજલ.

હૃદયમાં છે જખમ તાજો, રૂઝાવ્યો એ નથિ રૂઝાતો;
બનું હું કેમ તે સાજો. હૃદયમાં૦
જખમની છે પીડા એવી, ગમે નાં નિંદ જો લેવી;
કરી તે જીંદગી એવી. હૃદયમાં૦
ગમે ના પીવું ને ખાવું, ગમે નાં આવવું જાવું;
ઘણો એ મન મુંઝાવું. હૃદયમાં૦
ગમે નાં બોલવું, કેંવું, ગમે નાં સ્થિર થઇ રેંવું,
દારૂણુ જો દુઃખ છે એવું. હૃદયમાં૦
ગમે નાં પેંરવું અંગે, ગમે નાં કોઇની સંગે;
કર્યો તેં જખમ એ રંગે. હૃદયમાં૦
નથી ધંધો મને ગમતો, નથી હું શાંત થઇ સમતો;
વિચારોથી રહુ દમતો. હૃદયમાં૦
ઘણી છે ઢંગ વિનાનો, ખબર લે કોણુ (આ) બીનાનો;
કર્યો તેં ઘાય ઝીનાનો. હૃદયમાં૦
પ્રભુ જો પાંસર્યો થાશે, ખબર તે દીન લેવાશે;
જખમ તે દિન રૂઝાશે. હૃદયમાં૦
ખબર જો ન્યાયની રીતે, સમજીને કાયદા ચ્યતે;
કહી જો રાયને પ્રીતે. હૃદયમાં૦
થયો છો હાલ તો રાજી, તિમિરમાં તું ઘણો ગાજી;
કુદરમો કર કરી પાજી. હૃદયમાં૦

સદા દિ નાં જશે એવા, સમજ જે હાલ છે તેવા;
વખત જો આવશે સેહવા. હ્રદયમાં૦
અરે વણુ વાંકથી માંરી, ખરાબી તેં કરી ભારી;
સત્તાને વાપરી ન્યારી. હ્રદયમાં૦
ધણીની થઇ મતી ઊંધી, બળી ગઇ છે બધી બુદ્ધિ;
નથી જોતો હજી સુધી. હ્રદયમાં૦
ભરી તેં વ્યોમમાં ફાળું, કરાવ્યું મેં બધું કાળું;
મને તે જોઇ છે જવાળું. હ્રદયમાં૦
પ્રભુ પણ કેમ સાંખે છે? દયા તે કેમ રાખે છે?
ત્રિભુવન મુખ ભાખે છે. હ્રદયમાં૦

---

## ભીખારીઓને બંધ કરવા બાબત.

### રાગ

જીવ તું શીદ શોચના કરે, કપાળે લખ્યા લેખના એલે; દખ૦

---

અરે કોઇ અજ કાનમાં ધરે, ભીખારી ઘણી ખરાબી કરે;
સરવ સુખડા જુઓ જગતના હરદમ હીણા હરે: અરે૦
ખેતરમાં હોય લણતા ખેડુ, ત્યાં જઇ તે પણ મરે;
ઘણા કંટાળા દેને દુષ્ટો, ખડીયા ખાંતે ભરે. અરે૦
મહા મે'નતે અનાજ ખેડુ, માંખણય ચોખ્ખું કરે,
ગાળ વગાડી અરે ગધેડા, ત્યાં પણ ખોળા ધરે. અરે૦

વળી ઉઠતા નિત્ય સવારે, ઘર ઘર પાછા ફરે;
ધાટા પાડે ઘેર પેસતાં, છોકરા જોઇ થર થરે. અરે૦
બે જણ વાતો કરતાં દેખે, ત્યાં પગલાં તે ભરે;
વિઘ્ન કરાવે મહા વાતમાં, અપમાને ના ડરે. અરે૦
દુકાનો પર જાયે દોડી. દેખ્યું લેવા કરે;

ધંધાનું તે ધ્યાન ચુકાવે, શબ્દ એમ ઉચરે. અરે૦
ઘણા જણાતો અબોલ મુખે, ભીખ માગવા ધરે;
-રતુ કંઇ દેખેતો, લઇને રસ્તે પડે. અરે૦
જેવા પોતે છે ભીખારી, સહુ ને તેવા કરે;
મહા અભાગી આવા ઉપર, દયા દીલ કેમ ધરે. અરે૦
ત્રિભૂવન દેખીને આવા, તોબાં તોબાં ભરે;
ભીખ બંધનો થાય કાયદો, દેશ આબાદી મળે. અરે૦



## જે કાર્ય કોઇ રીતે થઇ શકે નહી એવું હોય છતાં વળગી રહેવું એ મુઇ માને ધાવી ધાવણ મેળવવા જેવું છે ?

### હરીગીત છંદ.

ખાય નાજે ખંતથી, ખાવા ન નાણું વાપરે;
પીએ ન પાણી પ્રેમથી, સુવે ન સારે સાથરે;
આવા તણી સેવા કર્યામાં, કામ કો ક્યાંથી સરે;

એ સુધ માને ધાવતા, ધાવણુ કહો કયાંથી મળે ? ૧
ડાળ ન મળે, પાન ન મળે, ના મળે લીલા જરી,
ઉભેલ ઠુંઠા આમ્રના, મોટાં સ્વરૂપો જે ધરી;
ત્યાં નીર કાયમ રેડતાં, ભાવે છતાં તે શું મળે?
એ સુધ માને ધાવતાં, ધાવણુ અરે કયાંથી મળે ! ૨
વાટે જતાં વગડા વિષે, તરષા થયા તે તાકડે,
જ્યાં ઝાંઝવાનું નીર દેખી, જો જઇએ ત્યાં આપણે;
બહુ દોડતા મરીએ અરે પણ, નિર કયાંથી સાંપડે,
એ સુધ માને ધાવતાં, ધાવણુ કહો કયાંથી મળે. ૩
ઉંચા ઘણા આકાશમાં, બહુ વાદળાં ટોળે મળે,
જો દેખતાં ભાનુ જનોને, નાં જુઓ નજરે પડે;
વારિ વગરની વાદળી, વરસી તળાવો શું ભરે;
એ સુધ માને ધાવતાં, ધાવણુ કહો કયાંથી મળે. ૪
પ્રેમ પુરો દાખવો, જીગર ખરાકો ઉપરે,
તન, ધન આપો સરવદા, જૂદા ન જાણી આપણે;
વળગ્યા જતા સામા જનો, તરછોડતા ઉલટા ફરે,
એ સુધ માને ધાવતાં, ધાવણુ કહો કયાંથી મળે. ! ૫
સાચું ન બોલે જે સદા, જુઠે જ ગાળે જીંદગી,
જાણે ન જગમાં જે પ્રભુને, તે કરે શું બંદગી;
તેવા નરો દઇ બોધને, અજ્ઞાન આપણુ શું હરે;
એ સુધ માને ધાવતાં, ધાવણુ કહો કયાંથી મળે. ૬
ચૈતન્ય વિનાના દેવ જે, અષ્ટાંગ અંગ અંગમાં ધરે;
જે રૂપનાં અનુપમ દીસે, દેખતાં છાતી ઠરે;

નમનનો સ્વીકાર લેનાં, કાકલુદી જે કરે,
એ મુઘ માને ધાવતાં, ધાવણુ કહો કયાંથી મળે,
ઓરીજમીને ખેડતાં, ખાતર ઘણું ખંતે ભરે;
વળીબીજરૂડા રોપીને, પાણી તણી તૃપ્તિકરે;
જે ઉગતાંની સાથ છોડો, મૂળમાંથી જ્યાં બળે,
એ મૂઘ માને ધાવતાં, ધાવણુ કહો કયાંથી મળે. ૮
દયા ન દેખો દીલમાં, નજરે જનોને દેખતાં,
માનેન મોટા દેવનું, નજરે તમારી પેખતાં;
શું દયા તે દાખવે જન, પાય નમે ઘુંટણુ ભરે,
એ મુઘ માને ધાવતાં, ધાવણુ કહો કયાંથી મળે. ૯
ક્લેશથી હમેશ ફરતા, દેશમાં આદમ અરે;
ને ક્લેશમાં જે જીંદગી, આખી જુવો ગાળી ફરે;
તે શિખ રૂડી આપતાં, જો કાનમાં કો શું ધરે,
એ મુઘ માને ધાવતાં ધાવણુ કહો કયાંથી મળે. ૧૦
શર્મ ન મળે ચિત્તમાં, લજ્જા નથી જ્યાં આંખમાં,
ને ધર્મ ન મળે ધ્યાનમાં, ને સત્ય ન મળે સાથમાં,
ઉપકાર બદલો તે કનેથી, કેમ પાછો જો વળે.
એ મુઘ માને ધાવતાં ધાવણુ કહો કયાંથી મળે. ૧૧
પરનારની પ્રીતી કરે, વેચાણુ પણુ તેના બની,
લુટાવી રૂડી લાજને, મુડી ગુમાવી ગાંઠની;
તે પ્રાણુથી પ્યારી ગણો પણુ, થુકતી મોં પર ફરે,
તે આવી ઘરમાં આપણાને, રોટલા કયાંથી ઘડે, ૧૨
કામ ચિંધ્યું કોઇ પણુ તે, કાનમાં જો નાં ધરે,

ને શબ્દ પાછો હા, તણો કે, ના તણોનાં ઉચરે,
વિશ્વાસ તેનો રાખતાં, શું આપણું લીધું કરે,
એ મુઇ માને ધાવતાં ધાવણુ કહો કયાંથી મળે, ૧૩
જેણે ન વાળ્યાં ઢોર રૂડાં, ચિંધવાથી બાપનાં,
તે ઢોર વાળે કેમ કહેજો, ચિંધવાથી આપણાં;
રીસને અવળાઇમાં બાવા બનીને જે ફરે
તે મુઇ માને ધાવતાં ધાવણુ કહો કયાંથી મળે. ૧૪
સમજે બંધુએ સાનથી, ને કાનથી પણ સાંભળે,
પિતા તણા પણ બોલ રૂડા, ઉર પર તે નાં ધરે,
અવળાઇને આળસમાં સુત આખલા થૈ જે ફરે;
તે મુઇ માને ધાવતાં, ધાવણુ કહો કયાંથી મળે. ૧૫

ગઝલ.

ન થાએ શાંતિ જ્યાં જરીએ, નહીં ત્યાં પાયજો ભરીએ.
ભલે ભુખે સદા મરીએ. ન થાએ.
ધણી જ્યાં ખટપટો હોયે. ન જાશો ત્યાં કદી કોએ,
ભલે ને લાભ ત્યાં હોએ. ન થાએ.
ઘણા જો ધરવાવાળા, કરે છે કૃત્ય જ્યાં કાળા,
વિઘ્નના જે કરી ચાળા. ન થાએ.
સદા જે ખોદણી કરતા, ભમે છે ગામમાં ફરતા,
નથી જે નિવૃતિ કરતાં. ન થાએ.
ઘણા જ્યાં લાલચુ લોભી, જીવે છે લોભને થોભી,
નથીજ્યાં કીરતી શોભી. ન થાએ
ઘણા જે કુડીયા કપટી, રહેલા સ્વાર્થમાં લપટી,

હૃદય છુપી છરી કપટી. ન થાઓ.
દયા ને ધર્મ ન મળે જ્યાં, શરમ કે લાજ ન મળે ત્યાં,
નીતિ ભક્તિ નથી જન જ્યાં ન થાઓ.
વસે કુલટા તણા વાલા, રખડતા લોકમાં લાલા,
ભૂપર જે ભાર દે હાલા. ન થાઓ.

---

## જબરાઇથી નાણાં કઢાવનાર કુકરમી માટે.

### ગઝલ.

અરે !! નાણાં તમે લેવા, કરો છો કેર તે કેવા;
સણાં જો જાય નાં તેવાં, અરે !! નાણાં તમે લેવા.
ડરાવો કેદ કરવાને, ફકત નાણાંજ હરવાને;
પાપી પેટ ભરવાને. અરે !!
ચડાવો આળ જો ખોટાં, ગમે તેવાં તેને મોટાં;
કરી બીહામણા ફોટા. અરે !!
દેઓ છો ગેબની ગાળો, કરો છો માનખો કાળો;
ભરો છો ફુંફવી ફાળો. અરે !!
રીબાવો મારજો મારી, અકરમી ધા કરી કારી;
પ્રભુની બીક પરવારી. અરે !!
રડાવો પાણીએ રાતે, ગુજારી જુલ્મને જાતે;
વિચારો કોઇ નાં વાતે. અરે !!
ખરેખર રાક્ષસો જેવા, ધરો છો રૂપ જો તેવા;
ફરો છો જીવજો લેવા. અરે !!

લુટારા કૃત્યને કરતા, નથી શાને તમે ડરતા;
નથી કાં મોત વિણ મરતા. અરે !!
તમારૂં ડાચું હું દેખી, બીહું છું જમ સમાં લેખી,
તમારી એવી છે શેખી. અરે !!

---

## ગજલ.

પનોતી સાડ સતી બેસે, ( અરજદાર થઇને ) કોરટમાં તે ધણી પેસે;
ત્રિભૂવન અનુભવી કે' છે. પનોતી૦
વકીલોની કરી પરવા, વળી ઘર તે તણાં ભરવાં;
પડે પૈસા તૈયાર કરવા. પનોતી૦
પુરાવાની પીડા પાકી, જવું ફેરા થકી થાકી;
દશા કહો કેટલી વાંકી. પનોતી૦
વસીલા, વગ તણી વાતો, પડે કરવી ઘણી ત્યાંતો;
ફીકર કહો કેટલી ભ્રાતો. પનોતી૦
પડે ખોટી ઘણું થાવું, તજી રોજગારને ખાવું;
જુવો ભાઇ દુઃખ છે આવું. પનોતી૦
ધુરકીયો કૈકની ખાવી વિના જો કારણે ભાઇ;
દુઃખો તે ક્યાં કહું ગાઇ. પનોતી૦
વખત જો કોરટે જાવા, ન લાવો કોઇ પણ બાવા;
કરો અભરામના દાવા. પનોતી૦

---

## ગજલ.

કરોમાં કામ જો એવા વધે વેરી ઘણા તેવા;
અકારા લોક કે એવાં. કરોમાં૦
તજાએ લાજ જો રૂડી, ઘટે જો ઘર તણી મુડી;
ગણાએ શાખ જો કુડી. કરોમાં૦
ભોગવવી આપદા ઉડી, દખાવે લોક જો મુંડી;
ખરાબી થાય જો ભુંડી. કરોમાં૦
બીમારી જે થકી આવે, રૂડા રોજગાર ગુમાવે;
(વૈદો) ઘણા જ્યાં આગળે ધાવે. કરોમાં૦
જેનાથી હાનીયો જાજી, મળે નિત્યે ઘણી તાજી;
અને શત્રુ ઘણા રાજી. કરોમાં૦
મળે નાં જે તણો સાંધો, વિચારો એ નહિ બાધો;
પડે જે કામથી વાંધો. કરોમાં૦
ન થાયે કામ જો તેવું, કઠિનાં શિર પરે લેવું
કઠણુ છે જે ઘણું એવું. કરોમાં૦
વધે કુસંપ જેનાથી, બે ચેની થાય એનાથી;
વધે કકલાટ તેનાથી. કરોમાં
ઘણી અગવડ પડે એવી, અને સગવડ ટળે તેવી;
ન તેવી વાત જો લેવી. કરોમાં૦

---

## ગજલ.

કર્યે પર નારની પ્રીતિ, બધી બગડે જુવો સ્થિતિ;

હૃદયમાં રાખવી બીતિ, કયેં.
ન સુજે કામ કે ધંધા, કરે છે પ્રેમ એ અંધા;
તજાવે નીતિના બંધા. કયેં.
નિરાંતે નિંદ જો નાવે, ન ખાતું અંતનું ભાવે;
હરાયા સમ એ કાવે. કયેં.
સગાં વહાલાં દિસે ઝેરી, વળી મિત્રો દિસે વેરી;
તજાવે દરકાર સહુ કેરી, કયેં.
તજાવે સર્વ જો નાણું, છેવટમાં વેચવું ભાણું;
બનાવે કાળજયું કાણું, કયેં.
બને છે આબરૂ પાણી, કરાવે કીરતી કાણી;
વિચારો ઉર બધા આણી. કયેં.
કુમોતે મોત થાયે છે, પ્રીતી એ દુઃખ દાયે છે;
ત્રિભુવન એજ ગાયે છે.

---

## દોહરા.

પરિ પૈસાથી ઉતરે, તજી ભુવન જો દેવ:
પૈસાથી દુનિયાં બધી, કરે પાયની શેવ. ૧
સ્વર્ગ મળે પૈસા થકી, જો કરી જાણે દાન;
દે પૈસાથી ભૂપતિ, મહિમા મોટું માન. ૨
મુરખ મોટા માનવી, મુંઢ મનિ ના હોય;
પણ ત્યાં પૈસા હોય તો, ભરે સલામો જોયઃ ૩
ફાવે સહુ ફરિયાદમાં, જ્યાં પૈસાનું જોર;
સાધનને સગવડ મળે, રમત એનીજ ઓર, ૪

સઘળાં સરવ તે ચાંય છે, અઢળક રાખી પ્રેમ;
મિત્ર મળે મન માનતા, એ પૈસાની નેમ. ૫
મુખથી વારી માગતાં, હાજર થાયે દુધ;
એક બોલાવે એકવીશ, લેવા આવે શુધ. ૬
દુનિયાં બહુ હાલ્યા ગણી, આજ્ઞા આધિન થાય;
વિરૂદ્ધ કો વરતે નહીં, પૈસાને મહીમાય. ૭
સરવ સુખની વેલડી, સરવ સુખનું ઝાડ;
ધન બિન ત્રિભુવનનો, કોઇ ન માને પાડ. ૮

## ગજલ.

અરે ! ! નિંદા તણા કરતા, કરો તો પૂરતી કરજો;
તમારૂં પેટ ઠાંસીને, તમે જો તે વડે ભરજો.
ન ફાટે પેટ નિંદાથી તમારૂં ધ્યાન ત્યાં ધરજો;
ન ઉચાં થાય આંતરડાં, તમે તે ખ્યાલને કરજો.
ન ચાલે પેટમાં પીડા, અતિશય આહાર જો કરતાં;
ખરાબી થાય નાતેથી, રહેજો ખ્યાલ તે કરતા.
કરાએ એટલી કરતા, ન પાછો પાય જો ભરતા;
પ્રભુ કે જો અમારાથી, જીગરમાં જો નહિ ડરતા.
અમો તો ઇચ્છીએ એવું, જીવીને રહો સદા ફરતા;
અમારા જીવતાં સુધી, તમે જોજો નહિ મરતા.
અમારા ઇષ્ટ છે એમાં, અમારા મનમાં જાણી;
બજાવો કામ કાયમ, એ અમારા મુખની વાણી.

---

'મૈયારીનું મુખ દેખી, પ્રીતિ પલટાવીરે' એ રાગ.

મૂરખને શિખામણ દેતાં ઉલટી થાએ હાનીરે;
અળગા વસજો એ કારણથી, માહારૂં કેહેવું માનીરે. મૂરખ૦
લાભ તમે તેવાનો તાકી, કેહેશો સેળજો સવળું રે.
તદપી કરશે ધાર્યું તેનું, અતિ ઘણું તે અવળું રે. મૂરખ૦
બળતે પેટે કદિ વધારે, જોર કરીને કહેશોરે;
માન ગુમાવી જગના જનમાં, તમે તમારૂં દેહેશોરે. મૂરખ૦
હુંકારા ને ખાશો ગાળો, ઉપકાર જો જો કરતારે;
ત્રિભૂવન સજ્જન કે તમને, ભલે મૂરખ્યાં મરતા, મૂરખ૦

---

એજ રાગ

લોફર લડતા હોએ તેમાં, કદિ ન આડા પડવું રે,
સારૂં સાકર જેવું કેહેતાં, ઝેર ગણે છે કડવું રે, લોફ૦
આવામાં આડે પડવાથી, પાપ પનોતી પળગેરે;
ચોટે ચિત્તા સમ આપણને, એને રાખી અળગેરે; લોફર૦
આવા આવે આપણ પાસે કદાચ કાંઇએ કે'વારે;
ક્ષણભર વાત હૃદયમાં ધરવા, કાન કદિ નવ દેવારે. લોફર૦
આવાને અવલોકી હાલાં, સદાય રેહેજો અળગેરે;
કયા નદીએ જાવું છે નાવા, જૂલમ ઝગડો સળગે. લોફર૦



## ગજલ.

હરામી હોય છે કેવા ? જુવો દઉ દાખલા તેવા.
તમારા લક્ષમાં રેહેવા. હરામી૦
કરે ઉપકાર જે લાખો, કપાવે તે તણી પાંખો;
હરામી ભવ જુવો આખો. હરામી૦
કરે ખાનીગી વાતો, અરિને જઇ કહે જાતો;
વિના નથી શાંત તે થાતો. હરામી૦
લડે જો લાકડા તેવાં, ધડે ઘોડા સદા એવા;
સર્વ ને દુઃખડાં દેવા. હરામી૦
બીજાને દુઃખ દે પાજી, બને ત્યારેજ તે રાજી;
હીણા ( કૃત્યો ) થી ના મરે લાજી. હરામી૦
ધરે નાં કોઇનું કાને, પ્રભુનું પણ નહી માને;
છેવટ સમસાન ને સ્થાને. હરામી૦
ફરે છે છીદ્ર તે જોતા, ગણેનાં પારકા પોતા;
ત્રિભુવન કે જુવો શ્રોતા. હરામી૦

## ગજલ.

ફજેતી થાય છે હાડી, મળે જ્યાં શંખણી લાડી;
કલેજી ખાય છે ફાડી. ફજેતી૦
ઉઠે છે પોહોર દિન ચડતા, બધાને રાંડ તે લડતા;
મૂકે નાં ટેવ તે મરતાં, ફજેતી૦
સદા રહી લુગડે મેલી, જુવો તો ભુતડી ઘેલી;
કરે ડહાપણ વળી પેલી. ફજેતી૦

કહ્યું તે કોઇ નાં માને, શિખામણ નાં ધરે કાને;
પડી તે ભોગ છે પાને. ફજેતી૦

ન ટાણે રાંધણું આપે, રાંધે તે બાળણું બાફે,
મળેલી પૂર્વના પાપે. ફજેતી૦

અદેખી ને અકોણી એ, કરે ધારેલ તેણે તે;
ગણે ગાંઠે ન બીજાને. ફજેતી૦

વધારે કોઇ જો વેળા, કહો તો માનવી ટોળાં;
ચુમોથી બહુ કરે ભેળા, જુઓ જન્માષ્ટમી મેળા. ફજેતી૦

મળે જ્યાં શંખણી નારી, પુરૂષ ભવ જાય તે હારી;
ન ફાવે કોઇ જો કારી. ફજેતી૦

ફજેતીથી ડરી જગમાં, જે, જવા મન થાય છે નગમાં
વિશેષે તો કહું ખગમાં, ફજેતી૦

## ( મૈયારીનું મુખ દેખી, પ્રીતિ પલટાવીરે. )

### એ રાગ.

નબળા દિનની એ નિશાણી, વેરી લાગે વા'લારે;
અણધારી આવે ઉપાધી, ભોંયથી પ્રગટે ભાલારે.

સંપ સરવથી જાએ ચાલ્યો, એવી કુમતિ આવેરે;
કારણ વિણ કંકાસ વધારી સઘળે ભૂંજી વાવેરે. ન૦

ધંધામાંથી ધ્યાન તંજાએ, સુઝે ખરચો કરવારે;
દેવાની દરકાર ન રાખે તજી લજ્યાની પરવારે. ન૦

કાં બૈરીને કેહવે ચાલે, નહીં બીજાનું માનેરે;
દેવ દયાથી કેહેવા આવે, કદિ ન સુણશે કાનેરે. ન૦

જુઠાણાનું જોર વધે છે, નીતિ નાતરે મુકીરે;

પાપ કરમમાં પગ દે પેહેલો, સત્ય ધર્મને ચુકીરે. ન.
બીજાનું દેખીને સારૂ, ચિતડું સળગી જાએરે;
દેખે અન્યનું અવળું ત્યારે, આનંદ ઉર ઉભરાએરે ન.
સ્વારથ કારણ બીજાઓને, દેછે દુઃખમાં બોળીરે;
નવ જાણે નિજ વેર પ્રગટશે, ડાગણુ સુદ (૧૫) હોળીરે. ન.
જો પોતાને મળતો હોએ, કહિક પૈસો એકજરે;
હજારની અન્ય હાની કરતાં, ડરે ન દિલથી છેકજરે. ન.
ખાએ તેનાં ખણે મુળીઆં, ઝડમૂળ કરવા સારૂરે;
કુકરમી જો કાણું થાતાં, ધરાર કરે છે ધાર્યું. ન.

---

# હિંદુ બાઇઓના સુધારા.

## ( રાગ ) મરશીયા.

હાય હાયરે હિંદુ બાઇઓના સુધારા;
તજી દીધા રીવાજો, રૂપાળારે હાય. હાય. ૧
સહુ જુવો છો બાઇ ભલાજો, મુકી દીધો છે માળવે મલાજો;
કેવી દીસે છે તમને બલાજોરે, હાય હાય!! હાય. ૨
હોય હાથેક સોળની સાડી, તેય અરધે માથેરે ઉઘાડી;
ફરે આમ તેમ કુમતી અનાડીરે, હાય હાય!! હાય. ૩
જુવે પોલકાં નિત્યે રૂપાળાં, ધણી ધણી ટુંકી બાંય વાળા;
રહે બાવડાંઓ અર્ધા ઉઘાડાંરે હાય હાય!! હાય. ૪
બહુ પોલકાંઓ આજે ગમે છે, પહેરી પોલકાંને ખુશી રમે છે;
અને ચૌટાંની મધ્ય ભમે છેરે, હાય હાય!! હાય. ૫

અંગ ઓઢે છે વસ્ત્રો જે આછાં, અંગ દેખાય વાંસેથી ખાસાં,
જુવો જુવો ભાઇ આ તમાસારે; હાય હાય!! હાય. ૬
પેહેરી સપાટ, બુટને ચાલે, એક હાથે જો છત્રી ઝાલે;
પછી મલકાતી મન મ્હાલેરે, હાય હાય!! હાય. ૭
ચા, વિના ન દિન એક છાંડે, ઉઠી વ્હેલીને કીટલી માંડે;
દીધા વાળી જે ધમરોળ રાંડેરે, હાય હાય!! હાય. ૮
મુખ ચાલે છે પાનના કુચા, થુંક ફેંકી કાઢે બહુ કુચા;
હોઠ રાતા કરી જુવે છે ઉંચારે, હાય હાય!! હાય. ૯
કરે સોદા જો જઇને બીજારે, ફરી ફરી દુકાનો હજારે;
બાપ દાદાની આબરૂ વધારેરે, હાય હાય!! હાય. ૧૦
નિત્ય જોવા નાટકને જાયે, ગીત મુખે નાટકનાં ગાયે;
હોય ભલે પિતા, માત, ભાઇએરે, હાય હાય!! હાય. ૧૧
ટેક સીખી હોટલમાં જાવા, બેસી ખુરસી ટેબલપર ખાવા;
કુળ ઉભયની આબરૂ ગુમાવારે, હાય હાય!! હાય. ૧૨
ઘેર ચુલે નાખે નહિ છાંણાં, ભાંગે ડબલ હોટેલમાં નાણાં;
ભલે રહેવાનાં હોયના ઠેકાણાંરે. હાય હાય!! હાય. ૧૩
બહુ ભાવે સીખંડને પુરી, રૂડાં રાયતાની સાથે કચુરી;
શાક મફત ખાવે બની સુરીરે, હાય હાય!! હાય. ૧૪
રૂડા હાથના ખોરાકને તજીયા, ખાવા ગમે હોટેલનાં ભજીયાં;
લે છે નાણાં કરીને ઘેર કજીયારે, હાય હાય!! હાય. ૧૫

વળી મોઢાં રૂમાલે લુછે છે, આમ બમણા હોટેલમાં જુંસે છે;
કોણ એવી નારીને પુછે છેરે હાય હાય!! હાય. ૧૬
ઘેર ધાધરાને જાલરો જાજી, હોય તેમ તેમ થાય તે રાજી;

જોઇ જોઇને મરું છું હું લાજીરે, હાય હાય ! !     હાય. ૧૭
કેક દિસે ગુલાબડી જેવી, જાણે માંરવાડની એક દેવી;
બાઇ વિશેષ વખાણું હું કેવી રે હાય હાય ! !     હાય. ૧૮
કેક દેસી રાજાઓની રાણી, ફરે ખુલ્લી થઇને બાઇ શાણી;
મુકી માથે ઓજલને પાણીરે, હાય હાય ! !     હાય. ૧૯
માન હતું ઓજલમાં મોટું, ગણી દીધું તેને સાવ ખોટું;
અને કાઢે ગાડીમાં રોજ દોટુંરે, હાય હાય ! !     હાય. ૨૦
સુર્ય ચંદ્ર ક્યારેક મુખ જોતાં એમ રાણી ઓજલમાં રેહેતાં;
હવે જુવે ભંગીને ઢેઢ સોનારે, હાયહાય ! !     હાય. ૨૧
પૂર્વે સતિ થવા રાણી જાતી, ફક્ત ત્યારે ખુલ્લી તે દેખાતી;
મુખ અંખે અંખે ઉચરાતીરે, હાય હાય ! !     હાય. ૨૨
અંગ્રેજે જીવીત દાન દીધું, સતી થવા તાણું બંધ કીધું;
ત્યારે ઉપરનું માન ચોરી લીધુંરે, હાય હાય ! !     હાય. ૨૩
ઘણા લોકે સુધારો આ કીધો, ઇરાની પોષાક વળી લીધો;
હાય મુંબઇથી ડંકો આ દીધોરે, હાય હાય ! !     હાય. ૨૪
હોય વેતા ન એક જો રતિના, કામ કરે છે અવળી મતિનાં;
લોગ મેળવ્યા છે પ્યારા પતિનારે, હાય હાય ! !     હાય. ૨૫
પાડી ટેવો જો છેલ કરવાની, પડે મરજી ત્યાં ત્યાં તે ફરવાની.
મુકી માથેથી બિક મરવાનીરે, હાય હાય ! !     હાય. ૨૬
વાત કરવા કાગળથી શીખી, રૂડા રીવાજ નાખીયા છે વીખી;
ખાય છેવટે આ દુનિયાને બીખીરે, હાય હાય ! !     હાય. ૨૭
અન્ય પુરૂષને દઇને તાળી, વાત ચોટે કરે છે રૂપાળી;
કહો કોણ શકે બાઇ ખાળીરે, હાય હાય ! !     હાય. ૨૮

ન હોય ઘરમાં અરે એક ધાતુ, તેમાં કરે નવી નવી વાતું;
નથી દુઃખડું આ ખમી ખવાતુંરે હાય હાય !!                    હાય. ૨૯
જુના રીવાજ દીધા છે ત્યાગી, નાના મોટા ઘરોમાં લાય લાગી;
હવે સુઝે જવું નહિ ભાગીરે, હાય હાય !!                    હાય. ૩૦
નથી ધર્મ ગુરૂ શિખ દેતા, મોટા મોટા નથી બંધ રેતા;
નથી પ્રભુ આવીને કંઇ કે'તા રે, હાય હાય !!                    હાય. ૩૧
નથી ભક્તિના ભાવ ઉર ધરતી, નથી જ્ઞાન પુણ્ય હાથેથી કરતી,
વ્હાલા વિઠલ વરને નથી વરતીરે, હાય હાય !!                    હાય. ૩૨
સાસુ સસરા ને નણુદી ગમે નહિ, સાથ બેસીને પ્રેમે જમે નહિ;
બોલ કહિ તે કોનો ખમે નહિરે, હાય હાય !!                    હાય. ૩૩
કેક ધણીની પહેલાં જમે છે, વળી મરજી પડે ત્યાં ભમે છે;
છતાં ગુણી આ કેમરે ગમે છેરે, હાય હાય !!                    હાય. ૩૪
જુવો જુવો કહું મારા મિત્રો, આ કેવાં સુધારા ચરિત્રો;
કાંક જોશો તો રહેશો પવિત્રોરે, હાય હાય !!                    હાય. ૩૫
દાસ ત્રિભુવનની સુણી વાણી, થતી અટકાવો આબરૂ પાણી;
રીત હિંદુની લોઢે લેવાણીરે, હાય હાય !!                    હાય. ૩૬

---

## ખોટી ભકતાણીઓથી ઠગાતા ના, તે કેવી હોય છે ?

### દોહરા.

ભલી દીસે ભક્તાણીયો, રામ રામ કરનાર;
જુઠ વદે, જારી રમે, ચોરી કરે અપાર.                    ૧
સતિ તણા ચાળા કરે, બોધ દીએ બહુ વાર.
કૃત્ય કાળાં એવા કરે, જોઇ ત્રાસે કિરતાર.                    ૨

પાછળ હોતે પુંછડું, જો હત લાંબા કાન;
ઓળખવી સેહેલી થતે, પણ ભુલ્યો ભગવાન. ૩
રૂપ, રાગને બોધથી, કોઇ ઠગાશો નહીં;
એવી કઇક ભક્તાણીઓ, છે જાણી મેં અહીં. ૪
પટેલ ને શીટેલ ઘણી, ન્યાળી નજરે નાર;
તોબા તોબા પામીયો, જાણે જગદાધાર. ૫

## ભાવનગર રાજ્યના મહુવા મહાલમાં, જાહેર પ્રજામા, કરપીણ રીતે થયેલાં બે ખુન.

### ખુનીઓને બચાવનાર સામે પડી આત્મભોગ આપવા તૈયાર થઈ ખરી હકીકત અજવાળે લાવનાર બાહાદુર નરરત્નને અમારા તરફથી ધન્યવાદના બે બોલ,

બાહાદુર નરરત્ન ન્યાયવર્ય સાહેબ,

### કાવસશાહ પીરોજશાહ કરાકા.

રે. મહુવા પણ હાલ અમદાવાદ.

આ મહુવા એ ભાવનગર રાજ્યનો મુખ્ય માહાલ છે. જ્યાં વીશ હજાર માણુસની વસ્તી છે. આ ભાવનગર રાજ્ય કાઠિયાવાડ ઇલાકામાં "પાવેનિયર" પંક્તિમાં ગણાય છે. રાજ્યકર્ત્તાનું નામ ભાવસિંહજી છે, અને તેઓશ્રીએ કે. સી. એસ. આઇ. નો ઇલ્કાબ

ધારણ કરેલ છે. તે રાજ્યકર્ત્તાની રૈયત વર્ગમાં તમો હતા. આ પત્ર લખવાના કારણમાં હકીકત એવી છે કે;—

તા. ૧૯–૮ સને ૧૯૧૪ ના રોજની રાત્રીએ (રોજા મહિનાની તા. ૨૬ મીની રાત્રે) બે પોલીસ ચકલા વચ્ચે અને પોલીસ પેહેરા નજદીક–રાતના બાર ઉપર બે વાગે–પરજીયા સોની નાના નારણ નામના સખ્સને તથા તેમની ઓરત બાઇ વાસલને તરવારની ઝેરી ધારથી સંખ્યાબંધ પ્રહારોથી ટુકડા કરી ઠાર મારી નાખવામાં આવ્યા–જેનું વૃતાંત લખતાં હૃદય કંપે છે.

ખુન થયાની તારીખે, પોલીસ, ફોજદાર, જમાદાર, અને હવાલદાર વિગેરે ગામમાં હાજર હતા. છતાં ખુન કરનાર કોણ છે? અને તે ક્યાં નાસી ગયા? એ બાબતમાં તેમના તરફથી સિધિ રીતે બીલકુલ તપાસ કરવામાં આવી ન હતી. તપાસ નહીં કરવાનું કારણ ખુનો કરાવવામાંજ પોલીસવાળાઓએ મુખ્ય પાઠ ભજવેલો છે. "જુવો મહુવા ન્યાયાધિસની કોર્ટના ફોજદારી કેસ નંબર ૭૧૨ સં. ૧૯૭૧" "અને ભાવનગર સર ન્યાયાધિશ સા. ની કોર્ટના સેસન્સ કેસ નંબર ૨૯ સંવત ૧૯૭૧."

ખુનીઓને પકડવાનું કામ પોલીસ ફોજદારનું હતું, તો તેનો આ કામમાં હાથ હતો એટલે પકડાય કેવી રીતે? અર્થાત આ બે ખુનની વાત કુતરાં, બીલાડાના સ્વભાવિક મૃત્યુ તરીકે લેખાઇ હવાસીક બની ગઇ. આ વાત મારા સાંભળવા પ્રમાણે તમોને ઘણીજ કંટાળાપાત્ર થઇ પડી. અને તમો ભાવનગરની રૈયત વર્ગમાં હોવાથી તેમજ તમોશ્રીના માન્યવર્ય પુજ્ય પિતાશ્રીએ લગભગ બાવીશ વર્ષ સુધી આ. પો. ના ઉપરી તરીકે, તેમાં પાંચ વર્ષ લગી તો સ્વતંત્ર પો. ઇ.

સાહેબ તરીકે, ન્યાયિક વૃત્તિથી, નિમકહલાલ કરેલી નોકરીના સંસ્કારો તમોએ જાતે જોએલા હોવાથી તમારૂં અંતઃકરણ ઉછળી આવવાને લીધે આકાશના તારા તોડવા જેવાં મહાન્ કાર્યમાં પ્રથમ નામદાર મહારાજા સાહેબને મળવામાં વિજય મેળવ્યો, હકીકત સમજાવવામાં ભાગ્યશાળી બન્યા—મહાન પર્વતને માથે ઉચકવા જેવા ભયને ધારણ કર્યો, અને પોલિસના ઉપરી સિવાય, સ્પેસીયલ પોલિસ સુપ્રીન્ટેન્ડેન્ટની નિમણુંક કરાવી—કેસ હાથ લેવરાવી, પુરાવો એકત્ર કરી આપ્યો—છેવટે ન્યાય કોર્ટમાં કેસ સાબીત કરાવી આપ્યો. આવો બનાવ જો જોઇએ છીએ તો કાઠિયાવાડ ઇલાકામાં પહેલોજ જોઇ શકાય છે, તે ખાતે તમો નામદારને માહરે કેટલો ધન્યવાદ આપવો ? ? ? કેટલી સાબાસી દેવી ? ? ? છેવટે કયા સારા શબ્દોમાં બોલવું—તે મારી હૃદય ડીક્ષનેરી જોતાં જડતા નથી.

૧. આપના પિતાશ્રી પીરોજશાહ બેહેરામજી કરાકાએ ભાવનગર રાજ્યમાં બાવીશ વર્ષ નોકરી કરી રાજ્ય પ્રજામાં સંપૂર્ણ સંતોષ મેળવ્યો છે.

૨. આપના દાદાશ્રી બેહેરામજી હોરમસજીએ મોર સંઘવાણી અને દેદા બારવટીઆ જેવા, કાઠિયાવાડમાં તોબાં પુકરાવનારને પકડવામાં વિજય મેળવ્યો હતો.

૩. આપના પિતાશ્રીના પુજ્ય કાકાશ્રી ધનજીશાહ હોરમસજી તે કાઠિયાવાડ ઇલાકામાં રાજકોટ ખાતે પોલીટીકલ એજંટ હતા. જેમણે કાઠિયાવાડ ડીરેકટરી લખી છે.

આવા ઉજવળ કીર્તિવંત અને ખાનદાન કુટુંબમાં ઉત્પન્ન થયેલા

પુરૂષ જે નીતિ, ધર્મ, સત્ય, દયા અને લોકહિતનાં લૌકિક કામ કરે તેમાં નવાઇ નથી પરંતુ એવા કુટુંબનાજ પુરૂષો આવું કામ જગતની દ્રષ્ટિપર લાવનાર તરીકે કહું તો તમોજ છો. આ કાર્યકર્તા તમોએ મૃત્યુના સંયોગોમાં આવી ગયા છતાં નિડર રહી, કાર્ય સાફલ્ય કર્યું એ ઓછા ધન્યવાદની વાત નથી. વળી કોઇ જાતનો જાતીકો સ્વાર્થ કે રાજ્યલાભ હતો નહી છતાં પોતાને ખર્ચે બોહોળી નુકશાનીઓ વેઠી વિજય મેળવ્યો તેથી વિશેષ ધન્યવાદ ઘટે છે.

ઉપરનો પત્ર હું મારી ત્રીભુવન તરંગ નામની ચોપડીમાં પ્રગટ કરૂં છું. તેમાં મેં યોગ્ય પત્ર લખેલા ગણી પ્રગટ કરવા રજા આપશો તો મારા હૃદયને નિશ્ચાદ્ધ મળશે. તા. ૩૦–૩–૧૯૧૬.

લી. સેવક

ત્રિભોવનદાસ નારણજીના

સવિનય પ્રણામ.

ભાઇ શ્રી ત્રીભોવનદાસ નારણજી કવી,

અમદાવાદ.

તમારો લખેલો પત્ર યથાર્થ છે, પરંતુ મેં મારી ફરજથી કાંઇ પણ વીશેષ કર્યું નથી, અને ભાવનગરના ખુદાવીંદ મહારાજા સાહેબના રાજ્યની સેવા બજાવવી તે માહરા મુખ્ય ધર્મ પ્રમાણે માહરી મુખ્ય ફરજ ગણાય; ને તે મેં કાંઇ પણ અંશે બજાવી હોય તો તેમાં કાંઇ પણ વીશેષ કર્યું નથી. ચોકસ સાબીત કરવાનું માન મે. વામનરાય કપીલરામને ઘટે છે. આ પત્ર પ્રગટ કરવાથી કાંઇ વીશેષ નથી.

તમારો મારા કાર્ય સામે એટલે દરજ્જે પ્રેમભાવ છે તે જાણી હું ખુશી થાઉં છું. તા. ૧-૪-૧૬.

લી. સેવક.
કાવસશાહ પીરોજશાહ કરાકાના
સલામ વાંચશો.

# ખુલાસો.

પ્રિય સજ્જનો,

મને ઉપરના કેસનું પરિણામ જાણવા માટે કેટલાએક ગ્રહસ્થો તરફથી પુછવામાં આવે છે, તો તેના ખુલાસામાં જણાવું છું કે;—

આ એકજ કેસમાં ન્યાય, નીતિ, દયા, ધર્મ અને સત્યને કાબુમાં રાખવાને મહાન મનોબળનો વ્યય કરી નામદાર સેસન્સ જડજે સેસન્સ કેસ નંબર ૨૯ સંવત ૧૯૭૧ ના કામમાં, ઘણાજ દસ્તાવેજી અને મુખ જબાન પુરાવાપર પુખ્ત વિચાર કરી ન્યાય બુદ્ધિ અને ઇશ્વર પ્રેરણાએ જયુરીના મત સાથે મળી, તા. ૨૦ મી માહે એપ્રિલ સને ૧૯૧૬ ના રોજ (૧) જંડુર રામને ફાંસી (૨) ધાના મુળુને જન્મ પ્રર્યંતે કેદ ઉપરાંત સાત વર્ષ સખ્ત મજુરી, (૩) પોલીસ હવાલદાર રામા હાજાને તે પ્રમાણે (૪) ભગવાન ભીખાને તેમજ (૫) વેલા ભાયાંને ફાંસી, (૬) પોલીસ હવાલદાર નથુ સાગાને નંબર ૩ પ્રમાણે અને પોલીસ જમાદાર ત્રીભોવન જેઠા નંબર (૭) માને ત્રણ માસની સખ્ત મજુરી સાથે રૂ. ૨૦૦) બસો દંડની શિક્ષા કરી બાદ પોલીસના ઉપરી, સીરસ્તેદાર, પોલીસ ફોજદાર

તારાચંદ દીપાલજી, પોલીસ ફોજદાર અબ્દુલહુસેન નુરદીન વિગેરે બીજા કેટલાએક ફોજદારો, જમાદારો, હવાલદારો અને સીપાઇઓના ઉપર, ઉપરના ગુન્હાને અંગે કરેલા ગુન્હા સંબંધી કામ ચલાવવાની પરવાનગી આપી.

ઉપરના કેસને અંગે ના. મા. ની હજુર કોર્ટના ફો. મંજુરી કેસ નંબર ૨, રીવીઝન અરજી નંબર ૧ અપીલ નંબર ૭–૮–૯ સંવત ૧૯૭૧ ના કામમાં નંબર ૧ ને ફાંસી નંબર ૫ ને કોઇ પણ પ્રસંગે જીવ જતાં સુધી છોડવો નહીં. એવો ઠરાવ કરી બાકીના ગુન્હેગારોને છોડી દેવામાં આવ્યા છે અને જેના ઉપર કામ ચલાવવાની પરવાનગી આપવામાં આવેલી તે રદ કરવાનો ઠરાવ કરામમાં આવેલો છે.

ઉપરના અસલ અને અપીલ કોર્ટના તમામ કાગળોની નકલો મારા પાસે આવી ગઇ છે. તે વાંચતા અને વિચારતાં સેસન્સ કેસનો ફેંસલો બ્રહ્મા, વિષ્ણુ અને શંકર જેવા દેવાધિદેવની કદાચ ફુલ બેંચમાં રજુ કરવામાં આવે તો પણ તેઓ માન્યવર દેવોથી કાના, માત્ર રસ્વ, દીર્ઘ, અલ્પવીરામ, મહાવીરામ, પુર્ણવીરામ જેટલી ભુલને માટે દોષ મુકી ફેરફાર કરી શકાય તેમ નથી. આવો અમારો પ્રબલ અભિપ્રાય થયો છે. જેને માટે તે અભિપ્રાય ગદ્ય, પદ્યના રૂપમાં લખવામાં આવેલ છે. તે અમુક પ્રસંગની સાનુકુળતાએ નામદાર મહારાજાની હજુરમાં રજુ કરવા ઉપર બાકી ત્યાર બાદ યોગ્ય જણાયે પુસ્તક રૂપે પ્રગટ કરી જન સમાજની સેવામાં રજુ થશે. રજુ થવાના સંયોગે ગ્રાહકો થવાને જાહેર ખબરથી ખબર આપવામાં આવશે.

# ઇકોતરીની ઉથલ પાથલ સંબંધી સંક્ષિપ્ત નોંધ.

## પ્રભુ પ્રાર્થના.

### એકત્રીશા સવૈયા.

આ અવનીમાં ઉથલ પાથલ, ઇશ્વર જો થઇ છે એવી;
કોઇ કવિથી લખી કાગળે, વર્ણવી જાય ન જો તેવી;
કેક યુવક ને યુવતી માર્યા, કેક વિધુર, વિધવા કીધાં,
કેક ઘરો તો ઉજડ પડતાં, ખંભાતી તાળા દીધા. ૧
અનેક રોગને ભોગ પડીને, અણધાર્યા જાએ ઉડી;
ભોગવવા વૈભવ નથી રે'તાં, રખડે છે એવી મુડી;
તન વિચારો તનમાં રે'છે, મન ઇચ્છા રે છે મનમા;
ખાખ થઇને જાએ ઉડી, ઃઘડી એકમાં જંગલમાં. ૨
કેક તણાંતો મુડદાં રખડયાં, અવલ મંજલ પણ નવ પહોંચ્યાં,
અગ્નિ અભાવે હાલ બે હાલે, ખાડામાં જઇને ખોચ્યાં
આવો કોપ થયો અવનીમાં, હા–હા–કારજ કરનારો;
પાંચ વરસથી અજબ જમાનો, પ્રાણ જનોના હરનારે. ૩
અનેક જણુતો કુટે માથાં, અનેક જણુ કુટે છાતી;
એ દિલગીરી આ અવનીમાં, જોઇ નથી આંખે જાતી;
હિંમત જઇને કોને દેવી, ધિરજ પણ દેવી કોને.
સરખાં મરણો દરેક ઘરમાં, ભાઇ પરસ્પર દેખોને. ૪

એક બાજુએ રોગ હણેને, અન્ય બાજુએ મોંઘવારી;
ત્રીજી બાજુ લડાઇ સળગી, ચોથી દુકાળ છે કારી;
ભુતળ પર બહુ ભાર વધ્યો ગણી, શું કરવા માગે અળગે,
આમ કરવા માગે પણ, સુકા વાંસે જો લીલાં સળગે. ૫
ત્રોંતેર સાલે જો બહુ તગડયાં, ખાલી કીધાં મોટાં સે'ર;
જંગલમાંને વસ્યાં ગામડે, ત્યાં પણ વરત્યો કાળો કેર;
જપવાં જંગલમાં નવ દીધાં, તેમ ન દીધા કોઇ ગામ;
તેમાં આ ચુમોતેર સાલે, કોપ થયો છે હે ભગવાન. ૬
પડતાં ઉપર મારી પાટું, બળતા ઉપર દીધાં ડામ;
સહી કહી નવ જાએ પીડા, એ પીડા કીધી ભગવાન;
ક્યાં ભાગીને જવું સહુએ, ક્યાં જઇને કરવી ફરિયાદ;
કોઇ વિચારો કોઇને ઉર પર, નથી આવતાં કરતાં યાદ. ૭
કારણ દુઃખડે ડુબી દુનિયાં, આફત એવાં થાયે છે;
દાન પતિ હે એ તારાથી, કેમ હવે જોવાએ છે;
વાર કરો વેહેલી દુનિયાંની, વિશ્વ પતિ એ વિનંતી છે;
ત્રિભુવન કે બે કર જોડી, કદિ વખત આવો નવ દે. ૮

---

## આ વખતમાં કોને લાભ થયો ?

### એકત્રીશ સવૈયા,

વૈદો ફાવ્યા પેટ ભરીને, ગોરો ફાવ્યા માથા ખુડ
વૈતરણિ તરવાને બાને, સુરભીના લૈ પૈસા ખુબ;
કાઠી વાળેને ખાપણાંએ, પુષ્કળ લીધાં છે નાણાં;
એ વિણુના સઘળાની છાતી'માં પડીયાં છે મોટાં કાણાં. ૧

# ઝેરી સર્પડંસ થયેલો હોય તેને ઉતા- રવાનો મહાન ચમત્કાર.

---

કોઇ પણ માણસ અગર જાનવરને સરપડંસ થયો હોય તો તે વખતે કોઇ પણ બીજા માણસે " પાનરે " એવી ત્રણ વખત બુમ ારી દરેક બુમની વખતે, સરપડંસ થયેલા માણસે જે કપડાં પહેરેલ ાય, તે કપડાને ત્રણ ગાંઠ વાળવી ને તેજ ક્ષણે ગાંઠ વાળનાર ણસે તુરત તાર કરવા જવું તારની અંદર " પાનરે " એકજ શબ્દ લખવો. તાર રીપલાઇ કરવો. તાર કરનાર માણસે પોતાનું નામ અને ગામ તથા કયે સ્ટેશન થઇને આવવું તે સ્પષ્ટ રીતે લખવું. તારનો જવાબ મળે તો ગાડીના ટાઇમે સ્ટેશનપર હાજર રહેવું. સાપ ઉતારવાના બદલામાં કંઇ પણ લેવામાં આવતું નથી, એટલું-જ નહી પણ તેના ઘરનું અન્ન જળ જીંદગી સુધી ખપતું નથી. કેટલાક માણસો મરી ગયા પછી તાર કરે છે, ઠીક નથી. તાર પાનરેને મળતાં ' ગુરૂ પ્રતાપે ' ફરી તેને ઝેર ચડશે નહીં. મુવા પછી તાર કરવો હી. તાર સાથે જતા આવતાની ટીકીટના પૈસા મોકલવા. તાર કરવાનું ઠેકાણું.

" પાનરે. "

મુ. લીંબડી,

( કાઠીયાવાડ. )